૪૭૪૨

# મીણલદેવી

## પંચાંકી નાટક



રચી પ્રસિદ્ધ કરનાર.

**મોહનલાલ દલપતરામ કવિશ્વર.**



**અમદાવાદમાં.**

"સમસેર બાહાદુર" છાપખાનામાં સવાદભાઈ
રાયચંદે છાપ્યું.



સંવત ૧૯૪૭ સને ૧૮૯૧



**કીંમત ૮ આના**

## ચોપાઈ.

આધાક્ષર પામો તમ અરિ જે, દ્વિત્યાક્ષરિ દેવી દિલ રીઝે;
ત્યાક્ષરિ મા લ્હેર વધારો, દ્વારે ચતુર્થ ઈંદ્ર ઉચારો. ૧

**ભાવાર્થ**—હે મહારાજા ખેંગારજી બહાદુર! આપના નામનો આદિ અક્ષર "ખે" તે આપના શત્રૂઓનો હો. દ્વિતિયાક્ષરિ "ગા" એટલે ગૌ અથવા ગાયત્રી તે દેવી આપ પર તૃષ્માન હો. ત્રતિઅક્ષર "ર"મા એટલે લક્ષ્મી તે લ્હેર વધારો અને ચતુર્થ અક્ષર "જી" તે ઇંદ્ર મહારાજ આપના દ્વારે ઉચારો અર્થાત ઈંદ્રથી આપની સાહેબી અધિક હો.



## દોહરો.

મંદ હાસ્ય, કરૂણા અધિક, યોગ્ય, વીર, શ્રંગાર;
ઉત્તમ દંપતિ માટ આ, નીધિ બોધ ભડાર.

## કવિત.

દંપતીયો +પ્રજા સહ દેવલોક જેવાં દીસે,
પાત્રોતણું વૃંદ જાણે કુંવર કલૈયાનું;
રામા પાત્ર રંભા રૂપ દેવની દિવાળી બની,
નીતિ તણાં થાય નાટય ગાન સુગવૈયાનું;
ઠીઠીઠીઠી કાઢે દાંત રાંડો રહી રાગ તાણે,
પેર એવી જાણે ટોળું પ્રસિધ પાવૈયાનું;
જામેલો બિભત્સરસ જાણે કાંતો હોળી આવી,
ઘમસાણ ઘેરૈયા કાં ભાંડ કાં ભવૈયાનું.



---

+ તમાસગીરો.

# અર્પણ પત્રિકા.

### વસંતતિલકા છંદ.

હોયે સુરત્ન પણ જો ન ઝવેરિ હોય,
એ રત્નની પરિખ તે ન કરેજ કોય;
એવા ઝવેરિ જવલે જન ક્યાંક હોય,
ટોળાં ન સિંહ સુતનાં જગ મધ્ય જોય. ૧

### ચંદ્રાવળા છંદ.

છગુણલાલ છો છગુણવંતા, મગનલાલના બાળ,
જાત વણિક પદ કહું ઝવેરી, છો પાટણમાં હાલ;
છો પાટણમાં હાલ વિખ્યાતા, દયા, શીળ, સંતોષ સુહાતા,
વિનય, ક્ષમા ને વિવેકવંતા, છગુણલાલ છો છગુણવંતા. ૨
રાજધાનિ ગુજરાંની રૂડી, જાનું પાટણ સ્હેર,
દક્ષિણ લગિ જેની દમદોટે, સદા ફરે સમશેર;
સદા ફરે સમશેર મુલકમાં, એ પાટણ વતની આ તકમાં,
રાય કરણ જે સોળંકીની, રૂડી રાજધાની ગુજરીની. ૩
જેહ કરણ ને મીણુલદેવી, દંપતિ મ્હાગુણવાન,
જેનો સુત સિધરાજ થયો, આ રચ્યું તેનું આખ્યાન;
રચ્યું તેનું આખ્યાન સુરીતે, પુત્ર ધર્મને શિયળ સહીતે,

વફાદારિ સ્રીયોની કેવી, જેહ કરણ ને મીણલદેવી. ૪
મુઁજાલ મંત્રિ વફાનો ખાસો, પાત્રો પાટણનાંજ,
અર્પણ કરવા પટણી નરને, એ હતિ મુજ ઇચ્છાજ;
એ હતિ મુજ ઇચ્છાજ પ્રથમથી, તે આપે પુરી તનમનથી,
પત્રાદ્વારે પ્રેમ પ્રકાસ્યો, મુઁજાલ મંત્રિ વફાનો ખાસો. ૫
વાહ ભૂમિ પાટણની વારૂ, ઉપન્યાં રત્ન અમુલ્ય,
વતન અને વતનીપર મમતા, ગે પણ એની તુલ્ય;
એ પણ એની તુલ્ય કહાવે, સર્વ વતન એ થકી સુહાવે,
વારિ ઢોળની ફિકર વતનની, વારૂ વાહ ભૂમિ પાટણની. ૬

દોહરો.

સદા રહો સંભારણું, વધો વંશ વિસ્તાર;
અરપું એ આશિષ સહિત, કરશો અંગિકાર. ૭

મુ૦ અંજાર
પ્રાંત કચ્છ } મોહનલાલ.

# પ્રસ્તાવના.

નાટયવિદ્યા તન મનના શ્રમને મટાડી લહેજત ચખાડનારી રમણીય વિદ્યા છે. અત્યંત શ્રમથી લોહિમાં શુદ્ધતા ઓછી થાય છે ને તેમાં ખુશી ઉત્પન્ન થતાં પાછી શુદ્ધતા સંપન્ન થાય છે. અને એ પ્રમાણે થવાની અવશ્ય જરૂર છે તેથી દુનિયાંની તે ગરજ સારવા ભવાયા નામની કોમ અસલથીજ ઉભી' થયેલી છે પણ દરેક બાબત જમાનાને અનુંસરતી હોય તો તે ખુબી પેદા કરેછે અને તેમ નહીં હોય તો તે ઉલટો જોનારાના મનને કંટાળો ઉપજાવે છે.

આ કોમે તે પ્રમાણે પોતાના કૃત્યમાં સુધારો કરયો નહીં જેથી એ "ભવાઇ" નામે નિંદ્ય થઇ પડી છે.

હાલ જમાનાને અનુસરતાં નાટકો નવાં ઘણાં થયાં છે પણ તેમાં જગદેવ પરમારની સ્ત્રી અને લાલખાંનો મેળાપ તેમજ પીંગળાને અશ્વપાળનો મેળાપ સ્ત્રીયોને જોવા લાયકનો થતો નથી એ વાત મારા મત પ્રમાણે ઘણા જણો કબુલ કરશે કેમકે સ્ત્રીયોનાં કુમળાં મન ઉપર વખતે તેની વિરૂદ્ધ અસર જલદી પ્રવર્તન થઇ જવાનો સંભવ રહે છે, આવાં કારણથી બેન દીકરી અને સ્ત્રીયો સાથે રહી પુરૂષો નાટક જોઇ શકે તેવાં નાટકોની ઘણીજ અગત્ય છે, એમ મારા મનમાં આવ્યું. આ ઉપરથી સ્ત્રીયો

ને નાટક જોવાની શી જરૂર છે એમ કોઇ ધારે તો તેને માટે એટલોજ જવાબ છે કે મરદો કરતાં સ્રીયોને એકંદર શ્રમ વધારે છે. ઘર આખાની ફિકર એ જેટલી તેના મનને હોયછે તેટલી પુરૂષને હોતી નથી અર્થાત પુરૂષના જેટલોજ તન મનનો શ્રમ સ્રીયોને છે તેમાંથી તેણીના મનને ખુશી ઉત્પન્ન કરવી ને તેનું લોહિ સાફ રહે અને નીતિનો બોધ મળે એમ ઇચ્છવું એ તેના પતિ, પુત્ર વગેરેની ફરજ છે. ને તે કારણથી એવાં નાટકો તેમને બતાવવાંજ જોઇએ.

મારો નાટકો સબંધમાં એટલો બધો અનુભવ નથી પણ મેં માત્ર એક દાખલા તરીકે આ નાટક બહાર પાડયું છે ને ઉમેદ રાખુંછું કે મારા મીત્ર રા૦ વાઘજી અને રા૦ ગોકળજી વગેરે કાબેલ નાટકારો મારો હારદ સમજી તે ઉપર જરા લક્ષ આપશે. આ બાબતમાં મારા મિત્ર રા૦ ઉમીયાશંકર ખુશાલીરાય તથા રા૦ વિધાશંકર કરૂણાશંકર તથા વાંકાણી કાનજી મોનજી, લખુશંકર અને શા. ફતેચંદે મને તન મનથી મદદ કરીછે માટે તેમનો અંતઃકરણથી આભારી છુ. તા૦ સદર

**મોહનલાલ.**



# સુચના

(પાત્ર ૨૧ માં સેહેલથી ભજવી બતાવી શકાશે)

| | |
|---|---|
| ૧ મીણલદેવી—નમુંજાલા. | ૨ રાજમાતા (મીણલની મા) |
| ૩ દાશી મીણલની. | ૪ જયકેશી—ઉદામેહેતા. |
| ૫ હજુરી—મુંજાલ. | ૬—૭—૮ |
| ૧૨ માળી—સામતુ | ૯—૧૦ |
| ૧૩ દાશી—મુંજાલની સ્ત્રી | ૧૧ |

સાધુ આ પાત્રો સ્ત્રી પાત્રોમાં તેમજ પુરૂષ પાત્રોમાં પણ ચાલશે.

| | |
|---|---|
| ૧૪ પ્રધાન પુત્રી | ૧૫ દ્વારપાળ |
| ૧૬ ચિતારો-મુંજાલનો ચાકર | ૧૭ ચિતારી |
| ૧૮ કરણ | ૧૯ અડવોશા—સહદેવ જોશી |
| ૨૦ જોગીરામ—રામપંડિત | ૨૧ વાઘરી—શુક—રાજગુરૂ |

ઉદામતિ તથા પ્રધાનપુત્રી. ચિતારી આદિ એજ પાત્રોમાંથી ખોળી લેઇ ચલાવવું ને તેમની યોગ્યતા જોઇ ગોઠવણ કરવી એ પાત્રોના કમી જાસ્તીપણા ઉપર નજર રાખી સૂત્રધારે કરવાનું છે.

૨ મીણલનો મહેલ—જયકેશીની વિશ્રાંતીશાળા—બાગ આદિ સ્થળોનો દેખાવ તેમના નામગુણને અનુસરતો જુદા જુદા પડદાથી બતાવતાં ખુબી જણાશે.

૩ જ્યાં જેવો શ્રંગાર વાજીંત્રો કે મંગળ ગીતો લખ્યાં હોય ત્યાં તે પ્રમાણે કરી બતાવતાં પણ તેમજ થશે. સ્ત્રી

પાત્રની અછત હોય તો ફાલતુ પાત્રો સ્ત્રી પાત્રોમાં સામેલ થઇ જોનારા મોં ન જોઇ શકે તેમ સ્વાંગમાં રહી ચાલાકી વાપરશે ને કંઠ સારા હશે તો અડચણ નથી.

૪ અગ્નિ દેખાવમાં રાળ વાપરતાં કાળજી રાખવી ને રોશનીમાં ગ્યાસલેટ વાપરવું નહીં.

૫ સિધરાજને બદલે લાયક દેખાવડાં પુતળાં અગર તમાસગીરો હાજર હોય તેમાંથી પરાયા માણસો પાસે જતાં રડે નહીં કે બીહે નહીં એવું બાળક મળે તો દેખાવ કરતી વખતજ લેવું.

૬ ચીતારીને વાઘરણનાં છોકરાં તો મોટી ઉમરનાં જોઇએ એટલે તમાસગીરોમાંથી તે વખતજ સહેલથી મળી શકશે.

૭ સ્વારોના ધડધડટનો દેખાવ ઘોડાના ડાબા વાગવા જેવો કરવાનો છે તે પડદામાંથી રંગભુમિમાં રમતાં પાત્રો શિવાયનાં પાત્રોએ કરી સંભળાવવો.

મોહનલાલ.



# અવિવેક.



પોતાની છબી કે સરટીફીકટો જાહેર પુસ્તકોમાં મુંકી દેવાં એના જેવો બીજો એકે નથી અને તેમ કરવાથી પોતાનું તોછડાપણું મિથ્યાભિમાન સાથે દેખાઈ રહે છે, એટલુંજ નહીં પણ તે પુસ્તકને લગતી હકીકતનું નહીં હોવાથી દાની આલમને અણગમતું અને ઉપરીઓની નજરમાં પણ તેને માટે સરૂં મત આવતું નથી. આ બધી વાત હું કબુલ કરૂં છું પણ તેવાં અગત્યનાં કાગળીયાં સાચવીજ રાખવાં જોઇએ એમ સહુ કોઈ એક અવાજે કબુલ કરશે. આ સાચવી મુકવાની હકીકત એવી છે કે એવા ખાનગી પત્રો ગેરવલે નજ જાય એમ કેટલાંક કારણોસર મારા તરફથી સંભાળ રહી શકે એવી સગવડ ન હોવાને લીધે મારા મોટા પુસ્તક મોહન કાવ્ય દોહનને છેડે મેં છાપેલાં છે અને આ પુસ્તકમાં પણ તેમ કરવાનો અવિવેક કીધો છે તેને માટે દાની આલમ અને નામદાર ઉપરીયો દયાની નજરે ક્ષમા કરશે કેમકે તે મારા પોતાનાજ ઉપયોગ સારૂં મેં ટાંકેલાં છે.

આ ઠેકાણે મારે એટલુંજ કહેવું બસ થશે કે ઉપર મુજબની કાગળીયાં કે પુસ્તકો સાચવવાની અવગડને લીધે કેટલાંક સંસ્કૃત પુસ્તકો સંવત ૧૯૪૩ માં મારે ભુજ સ્વામી નારાયણના મંદીરમાં ભેટ આપી દેવાં પડયાં હતાં.

રે. જા. નં. ૪૫૫૨

ઠરાવ.

રા. મોહનલાલ દલપતરામ કોને જખાના રા. વૈ વટદારના તાબામાં કોરી ૭૫ ના પગારથી કારકુન નીમ વામાં આવ્યા છે. સંવત ૧૯૩૪ ના ફાગણ વદ ૪

(સહી) મણીભાઇ જશભાઈ.
દીવાન.

(૨)

રે. જા. નં ૪૧૭૩/૧

જવાબ સલામ સાથે.

રા૦ મોહનલાલ દલપતરામને પગાર કોરી ૮૦ સે ખે આપવનું મંજુર કરવામાં આવે છે. ચૈત્ર સુદી ૭ સંવત ૧૯૩૫

(સહી) મણીભાઇ જસભાઇ
દીવાન.

(૩)

મે. રા. રા. દીવાનજી સાહેબ

વીનતી કે રા. મોહનલાલને કામ પ્રસંગે બહાર જવું થતાં ભથું દસ્તુર મુજબ મળે છ ભથા પ્રમાણે ભ થા ખરચમાંથી ભાડું દેવાતાં પુરે પડે તેમ નહીં અને બાહાર ગયા વગર કામનો અંત આવે એમ નહીં વા

સ્તે ભથા ઉપરાંત ભાડું આપવાની પરવાનગી મળે તો રીતસર રીપોર્ટ કરૂં. બીજા કારકુનો કરતાં તેના ઉપર હું વધારે ભરૂંસો રાખુંછું ને તે ભરૂંસો રાખવા લાયક માણુસ છે તો કેટલાંક કામ ભરૂંસાવાળા માણુસને સોંપવાં જોઇએ જેથી તેને સોંપી બાહાર મુકવા ધારૂંછું વાસ્તે અરજ ધ્યાનમાં લઇ મરજી મુજબ ખાનગી હુકમ ફરમાવશો તે મુજબ કરીશ. વઇશાખ સુદી ૧૧ સંવત ૧૯૩૫

(સહી) લધુ માધવજી.

☞ આ અમલદાર હાલ માંડવી બંદરના વહીવટદાર લગભગ સાઠ વરસની ઉમરના હયાત છે. અને મને ન્યાય ખાતાનું કામ શીખવવા અને પોતાના એક કનિષ્ઠબાંધુ તરીકે જાણી દયા રાખવા વગેરેનો ઉપકાર કરવામ જેમ હાલ મે. રા. રા. શિવલાલ ધનેશ્વર કવિ છે તેમ રેવન્યુ કામનો અનુભવ આપવાનો ઉપકાર કરવામાં આ ગ્રહસ્થ મુખ્ય ☞ તે તે વખત રાપર વહીવટદાર હતા.

આથી પહેલાં કાંઇક કામનો અનુભવ રા. વેજનાથ પ્રભુજીથી પણ મને મળેલો છે માટે તેનો પણ ઉપકાર માનુંછું. માહા વદ સંવત ૧૯૪૭

**મોહનલાલ.**



(૪)

કૅંપ વડોદરા તા૦ ૧૦—૮—૮૧

* * * * * *

લાગ આવે તમને યાદ રાખીશ એ નીશ્ચિત રહેવું તંમે માહારા કારભારના વખતમાં કચ્છ દરબારની ઘણી સારી નોકરી બજાવી છે તે માહારા ધ્યાનમાં છે.

* * * * * *

(સહી) મણીભાઇ જસભાઇ.

(૫)

જા. નં. ૫૧

રા. રાપર વહીવટદાર.

તમારા તાલુકાના ચાલતી શાલનાં ખળાં ભરવા તમારી અને રા. હેમતલાલ કેશવજીની નીમનોક કરી છે અને જરૂર પડે તો રા. મોહનલાલ દલપતરામની મદદ લેવા ઠરાવ્યું છે માટે ક્યા ગામનાં ખળાં કોણે ભરવાં તેની ગોઠવણ તમારે અંદર અંદર કરવી.

* * * * * *

કારતગ સુદ ૪ સંવત ૧૯૩૯

(સહી) રેવન્યુ કમીશનર.

(૬)

"રાપર વહીવટદારના રીપોટ તુમારે સેરો રાપર વહીવટદારનો ચારજ સોંપવા બાબત.

ઇ. આ. નં $\frac{૨૭૦૧}{૫}$

મે. રા. રા. દીવાનજી સાહેબ

સલામ સાથે લખવાનુ કે ઉપરના સેરામાં પહેલા કારકુન અહીં રજા ઉપર આવેલા છે. રા. કારકુન મોહનલાલ દલપતરામ કવીને ચારજ સોંપવા લખાઇ આવવા મહેરબાની થવી જોઇએ. વઇસાખ વદી ૭ સંવત ૧૯૩૫

[સહી] રેવન્યું કમીશનર.

(૭)

મા. આ. ન. ૩૭૫

મે૦ રા. રા. રા. બ. દીવાનજી સાહેબની સેવામાં.

વીનતી છે કે અરજદારનાં સરટીફીકેટો જોતાં તેણે જખો અને મુંદ્રા વગેરેમાં નોકરી કરી ત્યાંના રા. વહીવટદારનાં સરટીફીકટ મળેલ છે એટલુંજ નહીં પણ મે૦ માજી રેવન્યું કમીશનર સાહેબનું તથા રા. રા. આ. રેવન્યુ કમીશનર સાહેબનું સરટીફીકટ મળેલ છે. તેજોતાં તથા મારા હાથ નીચે હાલ નોકરી કરેછે તે જોતાં અને રા. ખડીર થાણુદાર ભુજ જાતાં તેને ઠેકાણે પણ આફીશીયલ કામ બજાવ્યાનું રા. ખડીર થાણુદાર પોતાના આપેલ સરટીફીકટમાં લખેછે શીવાય સં ૧૯૩૮-૩૯ માં તેણે ખળાં ભરવાનું કામ પણ કરેલું છે એમ અવારનવાર તે જોખમી કામો કીધે ગયોછે તે જોતા તેણે

ખામી આવવા દીધી નથી અને અવલ પણ તેણે પગાર કારી ૧૧૦ નો લીધેલ છે તો તે નજરે તેને ગ્યોગ્ય પ્ર. મોશન અપાવ । મારો પણ મત થાયછે તે ખા-તે મરજીશાર કરશો. ભાદરવા સુદ ૪ ને શુકર સંવત ૧૯૪૦ મુ૦ રાપર રવાને રા૦ રા૦ રા૦ બા૦ દીવાનજી સાહેબ મારફતે.

(સહી) રાપર વહીવટદાર.

(૮)

રે. જા. ન. ૧૫૮૧ નો ઠરાવ.

પેરેગ્રાફ ૪ થો.

અંજાર વહીવટદારના અવલકારકુનની જગ્યાએ ભચાઉ વહીવટદાર કચેરીના અવલકારકુન મોહનલાલ દલ-પતરામને મળતા પગારથી નીમ્યા છે આસો સુદી ૧૩ સં૦ ૧૯૪૪

(સહી) મોતીલાલ લાલભાઈ દીવાન.

(૯)

હું ભચાઉ ન્યાયાધીશ અને ઈન્ચાર્જ વહીવટદાર રાઘવજી વી. પુંજા ઘણી ખુશીની સાથે સરટીફીકટ આ-પું છું કે રા. ભચાઉ વહીવટદાર રજામાં જતાં તેમનો ચા-ર્જ મારા પાસે હતો. પાછળથી મારે પણ રજામાં જવું થતાં બેઉ ખાતાનો ચાર્જ હુકમ પ્રમાણે રા. મોહનલાલ દલપતરામ અંજાર કોર્ટના સીરસ્તેદારને આપી હું રજાપર ગયો હતો રજા પુરી થયે નોકરીપર હાજર થતાં મેં જો.

યું તો મોહનલાલે પોતાને સોંપાએલું કામ સંતોષકારક રીતે કર્યું છે. તેમણે દીવાની અને ફોજદારી લખેલ ફેસલા મેં જોયા તો ધોરણસર અને ન્યાયપૂર્વક મને જણાયા હતા એથી હું હીમ્મતની સાથે કહી શકું છું કે રા. મોહનલાલ આતું સ્વતંત્ર રીતે સારી રીતે કરી શકે એમ છે. જેઠ સુદી ૮ સોમે સં૦ ૧૯૪૫

(સહી) રાઘવજી વી. મુન્સફ.
ભચાઉ ન્યાયાધીશ.

વ. દી. અ. નો. નં. $\frac{૧૦૪૩}{૧}$ ઇ. નં. $\frac{૧૬૯૫}{૧}$

ઉત્તર સલામ સાથે.

ખુદાવીંદ મહારાજાશ્રી હજુર સાહેબના ફરમાનથી લખવાનું કે રા. શીવલાલનો રજા ભોગવવાનો સુરેપુરો હક થયો ન હોય તો હવે પછી રજાનો હક થશે તે પેટે માગેલી રજા મંજુર કરવામાં આવે છે તેમની ગેરહાજરીમાં ચાલુ કામ કરવામાટે રા. મોહનલાલને ઠરાવવા જરૂર નથી માટે તે પ્રમાણે અમલ કરાવશો. બીજા ભાદરવા વદ ૪ સં૦ ૧૯૪૭.

(સહી) દીવાન.

—— ❧ ——

# સૂચના.



આ પુસ્તક તથા મોહન કાવ્યદેહન કચ્છ તાબે અંજારમાં મારા પાસેથી તેમજ નામદાર ગુજરાત વરનાક્યુલર સોસાઇટી અમદાવાદમાં છે તેમાંથી તપાસ કરતાં મળશે.
તા. સદર

મોહનલાલ.



૭૪૭૨

# મીણલદેવી નાટક.



## અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

**પાત્ર.**

સુત્રધાર તથા તમામ પાત્રો.

**સ્થળ.**

રંગભુમી.

**ગજલ.**

( ઇંદ્રસભાની ઢબની )

આરંભે અમારિઆ, સમાજને સલામ;
પ્રેમથી પધારિયા, પાવન કર્યો મુકામ;
હોશ પ્રભુ પ્રતાપ, આપની પુરી પડે;
આમ સરવ પાત્ર તેને, સુજશ સાંપડે.

**રાગ કલ્યાણ.**

અહરથો શુણો, ખેલ મીણલ તણો;
જેનો કહુ સુત, સિધરાજ આપણો.—ટેક.

ગયા થઇ અધિપતિયો ગુર્જર, તે કેવા ગુણવંત;
નીતિ ન્યાય, દયાના દરિયા, ટેકી વિવેકવંત;　　અહસ્થો-
આસ્થા શાસ્ત્ર ઉપર અત્યુત્તમ, ભીતર ઉંડો ભાવ;
પડે પ્રસંગે ચુક તો કેવો, તે કરતા પરતાવ;　　અહસ્થો—૨.
ક્ષત્રીની પુત્રીઓ પણ તે હતિ કેવી શુરવીર;
દુખના તુટી પડે શિર ડુંગર, ધરતી પણ દ્રડ ધીર;　અહસ્થો—૩
નીતિ, ન્યાય, દયા, શિલ[1] શૂરી, સાસુને સ્વાધીન;
સ્વાંગ નટીનો શરિર સજી પણ, રીઝવતી સ્વામીન[2]; અહસ્થો—૪
એ બે છાપ થકી નીપજતાં મોતી પાણીદાર;
ગુર્જરેશ્વર તેજ ગણાતા, ભૂનો હણુતા ભાર;　　અહસ્થો—૫
જયશિખરીને રૂપસુંદરી, તણો થયો વનરાજ;
રાય કરણ મીણલદેવીનો, શોલંકી સિધરાજ;　　અહસ્થો—૬
રાજ્યભકત મંત્રીયો રૂડા, જયમ મુંજાલ પ્રધાન,
મોહન જનમન અસર ઉતરવા, આ રચિયું આખ્યાન;　અહ—૭

## મંગળાચરણ.

"નાથ કૈસે ગજકોબંધ છુરાયો" એ રાગ.

મ્હેલું સ્મરણ અમે કરિયે, પ્રભુ તારૂં મ્હેલું સ્મરણ અમે કરિયે;
ચરણ કમલ ચિત્ત ધરિયે પ્રભુ.. ટેક.
શરણ તારૂં લઇ શ્રી ધનસ્યામા, ઉત્તમ કાર્ય આદરિયે;
તારણ તરણ તું એક છું ત્રીકમા, અવર ક્યાં શોધતા ફરિયે. પ્રભુ૦૧
મેં કર્યું મેં કર્યું મુંઢ જે સમજે, એથી ન નીપજે જરિયે;
માલિક દાતા તું ગતિમતિનો, એ મુજબે અનુસરિયે;　પ્રભુ૦૨

---

૧ શિયલ ૨ પતિ.

મ, હાની, જશ અપજશ શાને શિર ઉપર સંઘરિયે;
ન શકટ[૩]નો ભાર વહીને, મિથ્યા ભારે શિદ મરિયે; પ્રભુ૦ ૩
મી ગણપતિને તું સરસ્વતિ છો, ચિત્ર કયાં જુદાં ચિતરિયે;
આભ ને પાણી એક છે તેને, જુદાં આળેખી શું કરિયે; પ્રભુ૦ ૪
છષ્ટ તું મનમોહનનો છું એકજ, બાનાનો બેશી આખરિયે,
હાજરા હજુર સાહ્ય થા સ્મરતાં એ અમે વિનતિ ઉચરિયે;
પ્રભુ અમે પ્હેલું સ્મરણ તારૂં કરિયે. ૫

પડદો પડયો.



# પ્રવેશ ૨ જો.

## પાત્ર.

**મીણલદેવી**—કર્ણાટકના રાજા જયકેશીની કુંવરી.
**રાજમાતા**—જયકેશીની રાણી અને મીણલદેવીનીમા.
**દાશી**—મીણલદેવીની

## સ્થળ.

કર્ણાટક દેશમાં ચંદ્રાપુરનગરમાં મીણલદેવીનો મેહેલ.

**મીણલદેવી** (એકલી) **ગજલ.**

**( ઈંદ્ર સભાનો ઢબની ગજલ. )**

[૧]કર્ણાટની કુમારિ, જે ઘડી વિભૂ ઘડી;
જરૂર નિવૃતીની એવી, ફરી નહીં જડી;

---

૩ ગાડા નીચે કુતરૂં ચાલે તે જાણે બધો ભાર મારે માથે છે તેમ.
૧ કર્ણાટક.

યૌવનનો આ બાગ બદન, ખુબ તરે ખિલ્યો;
યોગ્ય પણ રખવાળ તો, અદ્યાપિ ના મિલ્યો;
પસરાઈ દશ દિશે પરીમલ, મ્હેંકિ તો રહ્યો;
વ્યર્થ ભ્રમર યોગ્ય વિના, જાય છે વહ્યો;
મોરિયો રણમાં આંબલો, વેડે કોણ સાખ;
ભિતર રહ્યું ભડકે બળે, હૃદય થાય રાખ.

**રાજમાતા** (જે કયારની ચુપકીથી પડદામાં રહી સાંભળતી હતી તે એકદમ પ્રસિદ્ધ નેપથ્યમાંથી) ઓ! બચ્ચા મીણુલ, શું થાય છે?

**દાશી**—(દોડતી મીણુલદેવીને આવીને) અહો! બાઇ સાહેબ, માતુશ્રી પધારતાં લાગેછે.

**મીણુલ**—હા (એમ કહી ઉભી થઇ જાણે કે રખેને માતુશ્રીએ મારૂં ગાયન સાંભળ્યું તો નહીં હોય એમ વિચાર કરતી શીરમીંદગી થતી સામી જઇને) કાંઈ નહીં. પધારો માજી! ચોપડી વાંચતી હતી.

**રાજમાતા**—બચ્ચા મીણુલ, હમણાં તો હું તારૂં શરીર દિનદિન સુકાતું જોઉછું, તે આગળના જેવું નથી.

**મીણુલદેવી**—ખરી વાત છે, માજી. હમણાં રાત્રીને વિશે જરા જરા જ્વરની પીડા રહે છે તેથી એમ છે.

**રાજમાતા**—બચ્ચા, બની શકે તે ઔાષધ ઉપચાર કરતી રેહેજે, અને કશી ફીકર ચીંતા કરીશ નહીં.

**મીણુલ**—માજી, હું તેવી ચિંતા કાંઇ રાખતી નથી; કેમકે આ અસાર સંસારના ચાર દહાડાના જીવતર સારૂ ખોટી જાળમાં ફસાવું એ મારો ઇરાદો નથી.

**રાજમાતા**—ના. બચ્ચા. એમ કંઇ બનવાનું છે! તારો પિતા પણ એ ખાતે શોધમાંજ છે.

**મીણલદેવી**—માજી. એ વાત જવાદો. મેં કહ્યું તેમાં ફેર પડવાનો નથી.

**રાજમાતા**—ત્યારે બચ્ચા મીણલ! અત્યારે તારા પિતા બાગમાં શિધાવ્યા છે, તેમનો પધારવાનો વખત છે માટે મરજી હોય તો જાઉં.

**મીણલ**—ભલે માજી, પધારો. એ પણ અવસ્યનુંજ છે.

(રાજમાતા જાયછે એટલે મીણલદેવી દ્વાર સુધી તેમને વળાવી આવીને એકલી) અહો! માજી કહેછે કે તારો પિતા શોધમાંજ છે અને એમ હોય એમાં નવાઇ નથી પણ બનવું બહુ મુશકેલ છે.

**દોહરો** (નાટકની ઢબમાં)

એક સુર્ય શ્રૃષ્ટા રચ્યો, ચંદ્ર બનાવ્યો એક;
અવર ઉપજે કયાં થકી, કરો ઉપાય અનેક.

તેમ આ મીણલનું અરધું અંગ ઇશ્વરે એકજ બનાવેલું છે તો પછી પુરું થવું કયાંથી? એક તરફ હું રીબાઉછું ને બીજી તરફ માબાપને પીડામાં નાંખી કર્મબંધન કરંછું તે કરતાં હરકોઇ પ્રકારે આ કાયાનો અંત આણુંવો અગર જોગ ધારણ કરી ચાલ્યા જવું એ ઉચિત છે.

"જફાવો સિતમકું સજાવાર હું" એ રાગ.

અરે હું અભાગી, જીવી શું કરૂં;
પિતા માતને શીદ, દુખમાં ધરૂં;
અસાર આ સંસાર, સ્વપ્નું દિસે;

છે ને નથી મોહ, શો તે વિશી;
છે ચાર દહાડા, તણું ચટકું;
કાચું આ માલ, વિનું મટકું;
જઇ કોઇ જંગલ, જો વાસશું;
ધરી ધ્યાન નિવૃત્તિ, પદ પામશું.

દાશી— રાગ ઉપર પ્રમાણે.

અહો બાઇ સાહેબ, અરજ તો ધરો,
કહો આપ કલ્પાંત, શાને કરો;
હશે નિરમાણુ, વિધિએ કર્યું;
છઠીનું લખ્યું ના, શુણ્યું જે ફર્યું;
કાઢો શું ઘેલાં, અહો મોરી બાઇ;
છાજયું ઉષાને તે, છાજે ન આંઇ;
પ્રભુએ રચ્યું પય, પ્રસવ્યા અગ.ઉ;
તેણે તેમ નિરમ્યો, હશે આપ પિયુ.

મીણુલ—અહો દાશી, ચાલ વહેલી થા. અત્તર, ફુલેલાદિ સુગંધી સત્વર તઇયાર કર. એટલે સ્નાન કરી ગવરી પુજન માટે તઈયાર થાઉ.

( :હી જાય છે )

(સહુ જાય છે.)

પડદો પડયો.



# प्रवेश ३ जो.

## પાત્ર.

રાજા જયકેશી અને તેનો હજુરી.
જઇનસુરી—જઇન મતનો સાધુ તેના મંડળ સહિત.
માળી—બાગનો.

સ્થળબાગ.

જયકેશી—(એકલો) રાગ શિયાનો કનરો.

અરે પ્રભુ ક્યાં જઇ કષ્ટ પુકારૂં, દેવ દયા કરિ,
દુખ હર મારૂં, અરે પ્રભુ. ટેક.
પિતુ દવાગ્નીમાં દેહ દમન કરિ,
સુજે નહીં મારૂં શું છે થનારૂં; અરે૦ ૧
અહો નિશા મને નિદ્રા ન આવે,
ખચીત લાગે જીવતર ખારૂં; અરે૦ ૨
વિસ્મૃત થઇ જાઉં વાતડિ કરતાં,
ઉચ્ચારિ તે વાત પાછી વિચારૂં; અરે૦ ૩
દેહ અહીં પણ દેશ દેશાવર,
મન ચિંતાતુર ભટકતું મારૂં; અરે૦ ૪
શોધે સુતા પણ જાય સુકાણી,
જે સ્થળ જડતું નથી ક્યાંઈ સારૂં; અરે૦ ૫
કન્યા સહેલી જે લેવી સુતને,
દેવી દુહિત તે કામ નઠારૂં; અરે૦ ૬
રત્ન લેવું ઉકરડેથી રૂડું,

હોંશથી હાથ લે જન તે હજારૂં;   અરે૦ ૭
વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે,

श्लोक.

विद्याशौर्यधनाश्रयोगुणनिधिःख्यातोयुवासुंदरः
साचारःसुकुलोद्भवोमधुरवाग्दातादयासागरः
भोगीभूरिकुटुम्बवान्स्थिरमतिःपापार्तिहीनोबली
जामातापरिवर्णितःकविवरैरेवंविधिसत्तमः

હજુરી—(એટલામાં ઓચીંતો પ્રવેશ કરીને) અહો મહારાજ, બહાર કોઇ સાધુનું મંડળ બેઠેલું છે તે આપને દર્શન કરવા લાયક છે.

જયકેશી—(મનમાં કે સાધુ છે તે દેશ દેશાવર ભટકતા આવતા હશે માટે બોલાવી માહીતી તો મેળવીએ. એક પંથ દો કાજ. પછી પ્રસિદ્ધ) જા, અંદર બોલાવી લાવ.

હજુરી—વારૂ, રાજાધિરાજા (કરી જાય છે ને તેડી લાવેછે.)

જયકેશી—પધારો મહારાજ, વંદન કરૂં છું.

જઇનસુરી—ધર્મલાભ.

જયકેશી—અહો સાધુજી. આપ કયાંથી પધાર્યા અને કયાં જવાની ઈચ્છા છે?

જઇનસુરી—અહો રાજેંદ્ર, અમારે સમેતશિખર જવાનું છે, પણ ચોમાસુ નજીક આવ્યું એટલે આ તારા નગરમાં ચાતુર્માસ કરવાનો વિચાર કરી આ તરફ વળ્યા. અમે ગુજરાતના અણહિલવાડ પાટણથી આવ્યા છીએ.

જયકેશી—ભલે પધાર્યા, શુરીજી! ગુજરાત કેવો મુલક છે ને ત્યાં કયો રાજા રાજ કરેછે તે કૃપા કરીને કહો.

જઈનશુરી—અહો રાજેંદ્ર, આ ભરતખંડમાં ગુજરાત જેવો બીજો દેશ કોઈને ઘેર નથી, ત્યાં શોળંકીમણી ખરો શુરવીર રાજાધિરાજ મહાક્ષત્રપ સ્વર્ગ, મૃત્યુ ને પાતાલમાં એના સમો યુધ્ધો નહીં એવો કરણુ મહારાજ રાજ કરે છે,

સાંભળ—ગરબી.

મારે ગરબે રમવા આવોરે, સજની મોરીરે.—એ રાગ.

શું વર્ણન કરીએ વખાણીરે, શાણા રાજારે;
કેને ઘેર છે એ ગુજરાત, મુલકની માઝારે;
લાખો ગ્રંથમાં કીર્તિ લખાણીરે, શાણા રાજારે;
પુર પાટણુ છે પ્રખ્યાત, મુલકની માઝારે;
ત્યાં આંબા રાયણુ ઇત્યાદીરે, શાણા રાજારે;
ભલાં પુષ્પ સુગંધિ ભાત ભાત, મુલકની માઝારે;
એતો અસંખ્ય થાય ત્યાં અનાદિરે. શાણા રાજારે;
નથી વૈભવ માંહિ પછાત, મુલકની માઝારે;
સાંજે ગુજરી ભરાય ગુજરાતેરે. શાણા રાજારે;
તે દેવતાઇ દીસે તાલ, મુલકની માઝારે;
નથી ઉત્તર દક્ષિણુ તો એ વાતેરે, શાણા રાજારે;
એતો ગુજરાત જેટલા મહાલ, મુલકની માઝારે;

હજુરી—વાહવા! મહારાજે તો કામ બનાવ્યું.

જયકેશી—અહો શુરીજી. એતો ગુજરાતનું વર્ણન મેં સાંભળ્યું પણુ કરણુ સોળંકી કેવો છે ને તેના પુર્વજોનું કાંઇક વર્ણન કરો.

જઈનસુરી—હવે તે કહું, સાંભળ.

ગરબી.

" અચકો મચકો કારેલી " એ રાગ

ઓ કરણાટકના રાજારે, કહું કરણ હુ સોલંકી;
તે છે ગુજરીની માઝારે, કહું કરણ હું સોલંકી;
ત્રિભુવન જે થકિ તો ત્રાસેરે. કહું કરણ હું સોલંકી;
માન્યો તે સહુ મેવાસેરે, કહું કરણ હું સોલંકી;
આશાવળ[1] ઉજડ કીધુ રે, કહું કરણ હું સોલંકી;
આશાનું[2] શરીર વીંધ્યું રે, કહું કરણ હું સોલંકી;
કરણાવતી નગર વસાવ્યું રે, કહું કરણ હું સોલંકી;
દેવળ દેવાનું ચરણાવ્યુંરે, કહું કરણ હું સોલંકી;
કૌચરત્ર ને વળી જયંતીરે, કહું કરણ હું સોલંકી;
સાંકળિ રૂપેણ સુહંતી રે, કહું કરણ હું સોલંકી;
કણસાગર પાટણ લગતું રે, કહું કરણ હું સોલંકી;
સરવર બાંધ્યું સોહંતું રે, કહું કરણ હું સોલંકી;
વળિ કરણ વિહાર સ્વહાથેરે, કહું કરણ હું સોલંકી;
રચિયો રેવતાચળ[3] માથેરે, કહું કરણ હું સોલંકી;
એ સુત ભિમ ઉદયામતિનોરે, કહું કરણ હું સોલંકી;
છે સુર્ય સકળ મહિપતિનોરે, કહું કરણ હું સોલંકી;
જે ભીમે ભોજ હરાવ્યોરે, કહું કરણ હું સોલંકી;
સોમેશ્વર વારે આવ્યો રે; કહું કરણ હું સોલંકી;

---

૧ ગામનું નામ　૨ ભીલરાજા　૩ ગીરનાર

તે પૌત્ર હતો ચામુંડનોરે, કહું કરણ હું સોલંકી;
જે સુત સોલંકી મુળનોરે, કહું કરણ હું સોલંકી;
છે રૂદ્રમાલ રચાવ્યોરે, કહું કરણ હું સોલંકી;
શોભામાં બહુ શોભાવ્યો રે, કહું કરણ હું સોલંકી;
સિળપરસ્થ, મરૂ, અર્બુદરે, કહું કરણ હું સોલંકી;
પુજે મુળ ચરણાર્વિંદરે, કહું કરણ હું સોલંકી.

(એ પ્રુરૂ બોલી રહ્યા કે તરતજ કરણ રાજાની છબી કાઢી સુરીજીએ જયકેશીના હાથમાં આપી તે લેઇ તેણે માથે ચડાવીને પછી પોતાના મોં આગળ લઇ એકી નજરે જોવા માંડી.)

**જયકેશી**—અહો સુરીજી! મને આપના સમાગમથી પુર્ણ લાભ થયો. મુળરાજ મહારાજા કોઇથી અજાણ્યો નથી. તેના વંશનું નામ મોટી વાત છે તો દર્શન તો કયાંથીજ હોય! મને આ જે કરણ મહારાજને મળ્યા જેટલો આનંદ થાયછે.

**માળી**—(હજુરીના કાનમાં) અલ્યા તું જોવા માગી લે તો આપણે જોઇએ.

**હજુરી**—મહારાજા, હવે એ છબી અમને આપશો? અમે જોઈયે.

**જયકેશી**—હા, લ્યો, પણ મને એ છબી દ્રષ્ટિથી દુર કરવી ગમતી નથી.

**જઇનસુરી**—ભલે રાજાધિરાજ, આપ રાખજો. પણ તેને એવા આદરસત્કારથી જોજો, કે નહીં તો તે આ ધરતીનો એક કાંકરે કાંકરો છુટો પાડી નાખી મહા પ્રલય વર્ત્તાવશે.

**જયકેશી**—અહો સુરીજી, એ કંઇ કહેવાનું હોય? એ તો અમારો પુજ્ય છે.

જયનસુરી—અહો રાજેંદ્ર, જેમ ગ્રહોમાં સૂર્ય, દેવતામાં ઇંદ્ર તેમ પૃથ્વિના રાજાઓમાં સૂર્ય અગર ઇંદ્રની પેઠે તે પુજાયછે.

જયકેશી—ખરી વાત છે, મહારાજ. આ એની છબીજ તે સર્વ ગુણ સંપન્ન છે એમ કહી આપેછે. હવે હું નગરમાં જાઉંછુ અને આપ આ બાગમાં વિશ્રાંતિ લેશો.

જયનસુરી—જેમ રાજેંદ્રની આજ્ઞા.

(જયકેશી માળી વગેરેને સાધુની બરદાસ્ત રાખવા ભલામણ કરી જાય છે.)

પડદો પડયો.

——✻——

# પ્રવેશ ૪ થો

## પાત્ર

રાણી—જયકેશીની

દાશી—રાણીની

પાછળથી જયકેશી

અને

સખી મીણલદેવીની—જયકેશીના પ્રધાનની પુત્રી

સ્થલ રંગ મહેલાત

રાણી—અહો દાશી, આજતો રાજાજીને બાગમાં બહુ વખત લાગ્યો-(કહી ગાય છે.)

**રાગ રામપુરી ઝીંઝોટી અગર બરવાનો જીલ્લો**

અહો પ્રાણનાથ કેમ હજી ન આવિયા;　　　અહો—૧

થાળનો વખત થયો ત્યાં કેણે ચોભવિયા;
રાજ જાઇ, જૂઇ, ચંબેલીએ શું રિઝાવિયા,
જુયી શું અધીક કરી તેમણે ટકાવિયા; અહો—૨
વરસાદની પેઠ કેમ, વાટ જોવરાવિ આ;
દિલ તંતુદોરી કેમ, ઢીલિ થઇ આવિ-આ; અહો—૩

દાશી—( સ્વારીનાં વાજીંત્રનો ડંકો સાંભળી જરૂખાની તરફ દોડી જઈ પાછી વળી આવીને ) જી, બાઇ સાહેબ, આજ તો રાજાજીનો ચહેરો કાંઇક આનંદમાં લાગે છે.

રાણી—કેમ વારૂ! તને કેમ લાગે છે.

દાસી—બાઈ સાહેબ, હું આપની પાસે રહુંછું અને ખબર એટલી ન પડે!

લાવણી.

( દક્ષિણી રાહ. )

રાજ્યમાં રહી નહીં જાણે કશું રે;
ચતુરાઇ, અહો મુજ બાઇ, ખુબ જે માંઇ,
વિશેસ માઇ, સદા તે સાથે વસું રે; રાજ્યમાં. ટેક.
છેજી રાજવળાની, રીતી સદારે;
જોઇ લગાર, મુખનો પ્રકાર, નેત્ર નિરધાર;
ચિતનો ચિતાર, જરા જર જાણી જશું રે; રાજ્યમાં૦ ૧

( એટલામાં નેપથ્યમાં ઘણી ખમા મેહેરેબાન એવા છડીદારના શબ્દ થાય છે. )

રાણી—અહો દાશી, રાજાજી પધાર્યા. ( એમ કહી દ્વાર સુધી સામે જાય છે. અને જયકેશી આનંદી ચહેરે અંદર પ્રવેશ કરે

એટલે ) અહો મારા પ્રાણનાથ, પધારિયે. વંદન કરૂં છું.

જયકેશી—આબાદ રહો! આબાદ રહો! પ્યારી, તબિયત તો ઠીક છે?

રાણી—જી હા. પ્રાણનાથ, જો આપ જેવા સ્વામિનાથની પૂર્ણ કૃપા છે તો પછી શા સારૂં ઠીક ન હોય?

જયકેશી—(અંદર આવી સિંહાસન ઉપર બેસેછે અને રાણી બાજુમાં ઉભી થઇ રહેતાં.)

રાગ ઝીંઝોટી.

શાણી રાણી શાણી રાણી શાણી રાણીરે;
આવો અહિંયાં બેસો પ્યારી શાણી રાણીરે;
શું ઉભાં છો અલગાં જઇને શાણીરે;　　આવો૦ટે
અહો દાશી લાવ ખુરશી વ્હેલી આણીરે;　　આવો૦ ૧
રાણીજીને માટે સિંહાસન કને તાણીરે;　　આવો૦ ૨

રાણી—જી ના. હું સેવામાં ઉભીજ રહીશ.

રાગ બરવાની ઠુમરી.

નહિ ટેકિ વિવેક જહાં વિનતા,
નર તેજ દુખી નિરધાર કરો;　　નહિ૦ ટેક.
પતિ શોભીશ આપ હજુર ઉભી;
ખુરશી કહું એજ જે પ્યાર ખરો;　　નહિ૦ ૧

જયકેશી—　　રાગ ઉપરનો.

પ્રિય મારિ ન એમ ઉચાર કરો,
મુજ આગ્ના ઉલંઘન એથી થશે;　　પ્રિય૦ ટેક.
સતિ પતિવ્રતધારિ સદાય દિસો,

પણ પાપ ઉલંઘન કેરૂં હશે; પ્રિય૦ ૨

રાણી— **આશાતાલ દીપચંદી.**

પાવન પ્રભુ છું સ્વામીજી તઝયારહું;
આજ્ઞાનું ઉલંઘન ન કરૂં તિલ ભાર હું; પાવન૦ ટેક.
આ આસ્થિ ત્વચા સહુ આપનાં જાણો,
ચાહે તે ઉપયોગમાં લ્યો પામું ભવ પારહું; પાવન૦૧

(એ ગાઇ ખુરશી ઉપર બેસેછે અટલે.)

જયકેશી— **ઝીઝોટી.**

આજનો વખત બહુ બાગમાં લાગ્યો; ટેક.
પ્રિયા વિયોગ પલ પણ સાલે, સુરલોકે સંજોગ માગ્યો;
આકર્ષણ તારા અંતઃકરણનું, વિપરીત ધાવ એ વાગ્યો; આજ૦ ૧

રાણી— **આશાગોડી.**

આજ વખત બહુ લાગ્યો, હા! હા! પિયુ આજ વખત બહુ લાગ્યો;
બાગમાં જ્યાં હતા આપ બિરાજ્યા, ત્યાં હતો મગ જીવ ટાંગ્યો; હા૦ ૧

જયકેશી **રાગ ઉપરનો**

બોલો બોલો પ્રિયા હું સહુ જાણું, તમારો વિવેક તે હું શું વખાણું; બો.
શે કહેવા ન યોગ્ય કદી તો, પુછવું તો વૃથા મારૂ પ્રમાણું; બોલો૦ ૧
કહેતાં રાયનો જીવ કચવાશે, દિલ રેહેશે વળી તેથી દુભાણું; બો૦ ૨
એવા વિચાર અયોગ્ય હવે છે, જરૂર છુટ લો એટલી જાણું; બો૦ ૩

રાણી— **આર્યાગિતી.**

વિવેક શો વિનતાનો, પ્રેમદા તો પતિ તણી કૃપા માગે;
નાથ તમેજ કૃપાનિધિ, અબળા અવિવેકિ આપની આગે.

જયકેશી— લાવણી.

હે મમપ્યારી, હે મમપ્યારી, સવારિ આજે બાગ વિશે ગઈ જયાર;
જિન મતવાદી જિન મતવાદી, ત્યાં સાધુ મળ્યા ત્રણ ચાર; હે ટેક.
ખુબ ખેંચ કરી, ખુબ ખેંચ કરી, બોલાવ્યા બાગનિ માંય;
બેઠા ત્યાં વધુ બે ઘડી, કહું વાતચિત ચાલી ત્યાંય; હે૦—૧
વતન પુછતાં વતન પુછતાં, કહે વતન ગુજરાત;
રાજા સોલંકી કરણ, ઉદયામતિ જેની માત; હે૦—૨
તન ભીમતણો, તન ભીમતણો, ચક્રવર્તિ મહારાજ;
બે ગરબી ને એની છબી, તે ભેટ મને કરિ આજ; હે૦—૩
લે પ્રાણ પ્રિયા, લે પ્રાણ પ્રિયા, જો અસલ રાજવંશીય;
એ સુંદર પાટણ શેહેરનો, છે છબી રૂડી એનીય. હે૦—૪

રાણી— બિહારીની ગજલ

કેમ છબી જોઉં પિયા, પર પુરૂષનીજ;
જાય વૃત મારૂં એતે, વાત કહો શીજ.

જયકેશી—ઘેલાં શું કાઢો છો એવાં, વ્હાલી મુખ વેણ;
છે એતો જોવી છબી, નથિ નર નિરખવો નેણ.

રાણી—સાચી સ્વામી વાત પણ, તે પર પુરૂષનીજ,
નિહાળે સતિ નારતો તે જાય ધર્મથીજ.

જયકેશી—જો પતિવૃત ધર્મ પાલો, આજ્ઞા તો છે એજ;
મીણલથી અધીક છે તે, તેનું જુઓ તેજ.

રાણી—(છબી હાથમાં લઇ જોઇને) રાગમાઢ

આ છબી રૂપાળિ છે, મહારાજ કરણની;
ચોર એ થશે કુંવરિના, અંતઃકરણની; આ—૧

જયકેશી આશાવરી

પ્હોચાડજો રાણીજી તે કુંવરિની પાસ; ટેક.

સખી પ્રધાન પુત્રિની સાથે, કરી ન શકે કશો કયાશ; પ્હોચાડજો૧

જોઇને પરિણામ પછીથી, તેની કરીશું તપાસ; પ્હોચાડજો—૨

રાણી— " જફાઓ સિતમકું " એરાગ.

તઇયાર છું પિયુ આજ્ઞાનુસાર;

હોય જો આજ્ઞા, મગાવિયે થાલ તઇયાર.

જયકેશી—ભલે પ્યારી મારી છે મારે તાકીદ;

શીતાબિ કરતાં કરો ઢિલ શીદ, ભલે૦ ૧

( એટલે દાશી થાળ લાવેછે તેથી જમી જયકેશી કચેરીમાં જાય છે. )

રાણી—અહો દાશી, પ્રધાન પુત્રીને બોલાવ.

દાશી—જી બાઇ સાહેબ, જેવી આજ્ઞા. ( જઇ તેડી લાવેછે. )

પ્રધાનપુત્રી—માજી નમન કરૂં છું.

રાણી—ઘણું જીવ, બચ્યા, હમણાં કેમ દેખાતી નહતી!

પ્રધાનપુત્રી—મારી સખી મીણુલદેવી મને છોડે ત્યારે આવુંકની.

દાશી—(વચમાંથી) જી હા, હમણાં તો રાત દિવસ બંને ભેગાંજ રહેછે. ને ગરબીયો વાંચ્યા કરેછે.

રાણી—( દાશીને ) ત્યારે તો લાવ, મારી પેટી. એમાં બે ગરબીયો હમણાં રાજાજીને ભેટ આવીછે તે એને આપીએ.

પ્રધાનપુત્રી—( દાશી લેવા જાય છે એટલે રાણીને ) ભલે, લાવો. માજી, જોઉ કેવી છે!

**દાશી**—લ્યો બાઇ સાહેબ, (એમ કહી રાણીના હાથમાં આપે છે.)

**રાણી**—(પ્રધાનપુત્રીને આગળ ધરીને) લે બચ્ચા.

**પ્રધાનપુત્રી**—(મનમાં વાંચીને) માતુશ્રી આ ગરબીયો તો ગુજરાતના રાજા કરણની લાગેછે?

**રાણી**—હા. તારે એ જોવોછે બચ્ચા?

**દાશી**—જી હા. બાઇ સાહેબ, બતાવો તો ખરાં, જોશે.

**રાણી**—લ્યો જુઓ. (કહી છબી આપેછે.)

**પ્રધાનપુત્રી**—(મનમાં) **ઢીંડી.**

આજ છબી મારે નિશ્ચે તે લઈ જાવી;
કામને લજાવે એવી ન કયાંઇ થાવી;
જો એ સખી જોશે કહેશે ઠીક લાવી. આજ૦ ટેક.
આહા! શો તેજસ્વી, છે તરૂણ રાય;
ઇંદ્રની તજિ ઇચ્છા, ઇચ્છે અપ્સરાય;
જરૂર મીણલ જોઈ, પામશે મુરછાય, આજ૦ ૧
નેત્રની ભ્રકુટી, એવી નથી નિહાળી;
નેત્ર નાસિકા ને મુંછ, ભૂમાં નથી ભાળી;
કર્ણ મુખમુદ્રા આવ્યો, સુર્ય અન્ય ચાલી; આજ૦ ૨
વાત આડી અવળી, માતુને સમજાવી,
છબી લેઇ સાથે, જાઉ સખિ કને ચલાવી;
મોજ મન માની લેઉ, મિણલને રીઝાવી. આજ૦ ૩

(પછી પ્રસિદ્ધ) માજી આ છબી તો આજનો દિવસ મને આપો તો તેનો નકશો આળેખી લેઉ. ને મારા દફતરખાનામાં ટાંગુ.

રાણી—પણ બચ્યા તું ખોઇ નાખે કે ખરાબ કરી નાખે તો રાજાજી ગુસ્સે થાય.

પ્રધાનપુત્રી—ના માજી, તેને માટે સાવધ રહીશ ને પાછી તરતજ રજુ કરીશ.

રાણી—(મનમાં કે તે મીણલદેવીને બતાવશે) વારૂ બચ્યા, લેઇ જા. પણ સાચવજે.

પ્રધાનપુત્રી—ભલે માજી, ફિકર નહીં. (કહી જાયછે.)

દાશી—(રાણીને) બાઇ સાહેબ, ધાટ તો ઠીક ઉતાર્યો.

પડદો પડયો.

સઉ જાય છે.



# પ્રવેશ ૬ મો.

## પાત્ર.

મીણલદેવી, તેની દાશી અને સખી પ્રધાનપુત્રી.

## સ્થળ.

મીણલદેવીનો મહેલ.

મીણલદેવી—અહો દાશી, ગઇ કાલે સખી પ્રધાનપુત્રી ગઇ તે પાછી દેખાણીજ નથી.

દાશી—(નેપથ્યમાં અવાજ સાંભળીને) જી. હા, બાઇ સાહેબ પણ નિસરણીમાં ધબકારા સંભળાય છે તે તેના જેવાજ છે, માટે રખેને તેજ નહીં હોય!

**મીણુલદેવી**—( એકદમ પ્રધાનપુત્રીને આવતી જોઇને ) અરે એ તો એજ.

**પ્રધાનપુત્રી**—અહો પ્રિય સખી ! શી વાત કરતી હતી ?

**દાશી**—(વચમાંથી પ્રધાનપુત્રીને) બાઇ સાહેબ હમણાં તમનેજ સંભારતાં હતાં.

**મીણુલદેવી**—હા. ( દાશીને ) પણુ એ જોને ગઇ કાલની ગઇ તે પાછી અત્યારે સખીની શોધ લેછે.

**પ્રધાનપુત્રી**—શું કરૂં, બેન !

રાગ આશાધોડી.

શું હું કરૂં સખી મારી, અહો કહો શું હું કરૂં સખી મારી ટેક
મમ પતિ કાલ વિદેશથી આવ્યો, કાગળ લખિ લખિ હારી; અહો૦
સગાં સનેહી આવે મળવાને, પેર કહ્યું ત્યાં ચાલે પ્યારી; અહો૦
પ્રેમના પાશમાં બાંધી પડી હતિ, જીવ હતો પાસે તારી; અહો૦

**દાશી**—( મીણુલદેવીના સામું જોઇને ઇસારત કરે છે. )

**મીણુલદેવી**—અહોહોહો ! ત્યારે તો પછી આ સખી અત્યારે સાંભરી એ પણુ મોટી વાત કની.

રાગ દેશ.

શાને ના જઇયે, જો આવે પતિ પ્યારો;
તેને મળવાને માટે, શાને ના.　　ટેક.
સ્વાતી બીંદુ કેમ ન છીપ લે, કોણુ એ કરશે કબૂલ;
ચાતક કેમ વૃષા જળ નાલે, કોણુ એને એ તુલ્ય;　　શા૦ ૧
ચંદ્ર ઉગે ને ચકોર ન ન્યાળે, ન્હોય ચકોરનો રીત;　　શા૦
અવળું સુર્યમુખી ન અવલોકે, ઉગે જયારે આદિત્ય,　　શા૦

કહેવાય પ્હાણુને ગુણુ ચમકનો, લોહ વજર લેખાય;     શા૦
અંતરપડ કાગળનું રાખો, તોય તણાણું તે જાય;     શા૦ ૩

**પ્રધાનપુત્રી**—અરે સખી તું તો એની એ રહી.

**મીણુલદેવી**—શું ખોટું કહુંછું. મારે એવી કાંઇપણ આશા છે?

**પ્રધાનપુત્રી**—એ શી વાત કરોછો? તમારે રાજવળું જોઇએ એટલે પિતાજીને શોધતાં વાર લાગે. અને અમારે વેપારીને શું?

**દાશી**—ખરી વાત છે.

**મીણુલદેવી**—અરે હવે તો મને રાજવળું ઝેર જેવું લાગેછે. ઇશ્વરે આ કરતાં તમારો વાણિયા બ્રાહ્મણનો અવતાર મને આપ્યો હોત તોપણ ઠીક હતું કે કેદહાડાનાં ચાર આંખ્યો ભેળી કરી બેઠાં હોત.

**પ્રધાનપુત્રી**—(એ વાત ભુલાવી દેવા આડી વાત નાખવાને ઈરાદે) અહો સખી, આજે તારે સારૂં માળી ઉંચી જાતનાં ફુલ લાવ્યો હોય તો થોડાં મને આપ. હું બેઠી બેઠી હાર, તોરા, ગજરા ગુંથું ને તારી સાથે વાત પણુ થાય.

**દાશી**—(વચમાંથી) આજ તો બાઇ સાહેબ મગાવવાં ભુલી ગયાં છે.

**મીણુલદેવી**—અરે મને તો ફુલ તે બાવળની શૂળોની પેઠે ખુંચે છે. હુ જેવી અભાગણી તે ફુલને શું કરે?

**પ્રધાનપુત્રી**—અહો સખી, અત્યારે એમ બોલાયછે પણુ ચારે દહાડે સઉ સારાં વાનાં થશે ને પછી આ દીન સખીને સંભારશો પણુ નહીં.

**મીણલદેવી**—શી આશા! પરદેશ હોય તો તેના કાગળ પત્રથી પ- ણ મન શાંત પડે. આ તો બીજ નહીં ત્યાં મૂળ ને મૂળ ન- હીં ત્યાં થડ હોયજ કયાંથી. (એમ કહેતાં આંખમાં જળ જ- ળીયાં ભરાઇ આવેછે.)

**પ્રધાનપુત્રી**—અરે ઘેલી સખી, હજી તો પરણ્યા જેવડી તું હવે થાયછે અને આ આક્રંદ!

**"જફાવો સિતમકું સજાવાર હું" એ રાગ.**

અહો સખી શુણ ધીરજ ધારી,
વિચાર મન તું છું રાજકુમારી;　　અહો૦ ટેક.
હસે જગ તને કરે સહુ હાંશી;
કોણ માબાપની તે જો તપાશી,　અહો૦ ૧
અરે વયમાં તું હજિ નથી આવી;
શી રિતે શકીશ તું પિયુને રિઝાવી,　અહો૦ ૨
બોલ થકી થશે તોલ તમારો;
વિચારી વિચારી મોઢે ઉચ્ચારો,　અહો૦ ૩
રે! વણ રૂતુ એ ફળ નવ પાકે;
માળી બિચારો મથિ મથિ થાકે,　અહો૦ ૪
વખતે વિશ્વંભર તો નહિં ભૂલે;
શીખ મારી સખી ધ્યાનમાં તું લે,　અહો૦ ૫

**દાશી**—અરે ગઇ રાત્રે તો બાઇ સાહેબ પોઢયાં પણ નથી. કંકુ, કાજળ, કસ્તુરી આદીક ફેંકી દીધાં. અત્તર ફુલેલ ઢોળી નાંખ્યાં, અને વાળે વાળે પરોવેલ મોતીની સેરો તોડી તોડી તેના કડકે કડકા કરી ફેંકી દીધા.

**મીણલદેવી**—અરે સખી, હવે આ જીવવા કરતાં મરવું બહેતર છે. રૂદન કરી કરીને નેત્રનું નીર પણ ખુટી ગયું. ચંદ્ર ઉગે તો તે મને આગના ભડકા જેવો લાગેછે. કોઈ વરઘોડીયાંને પરણીને જતાં જોઉંછું તો મારૂં કાળજું ચુંથાઇ જાયછે. આ રાત્રી મને વેરણ થઇ પડેછે ને તે કેમે કરી ખુટતી નથી. અને આ માળીયું મને સાક્ષાત શૂળી જેવું દેખાયછે.

**પ્રધાનપુત્રી**—( મનમાં કે કેમે કરતાં બીજી વાતે ચડે ) લે, મુંક હવે, આજે તારે વાસ્તે બે નવી ગરબીયો લેઇ આવી છું, તે તો વાંચ. કેવી મજાની છે?

**મીણલદેવી**—(વાંચીને) અહે.હોહો! આ તો ગુજરાતના રાજા કરણ શોલંકીની છે. સખી! તે નરપતિ કેવો હશે?

**પ્રધાનપુત્રી**—તે તારે જોવો છે?

**મીણલદેવી**—એવાં ભાગ્ય કયાંથી કે આપણને તેનાં દર્શનનો લાભ મળે.

**પ્રધાનપુત્રી**—લે આ જો. ( એમ કહી છબી મીણલદેવીના હાથમાં આપેછે તે જોઇને તે એકદમ મુર્છાગત થઇ ઢળી પડેછે ને છબી હાથમાં રહી જાયછે. )

**દાશી**—( એકદમ દોડી આવીને પ્રધાનપુત્રીને ) ગજબ થયો, બાઇ સાહેબ. હવે શા હાલ.

**પ્રધાનપુત્રી**—ફીકર નહીં. દાશી! એને મુર્છા આવી છે. હમણાં શુદ્ધિમાં આવી જશે. લાવ, ઠંડુ પાણી લાવ. ( એમ કહેતાં દાશી પાણી લાવીને આપેછે એટલે પ્રધાનપુત્રી મીલણદેવીની આંખ ઉપર આંગળે આંગળે લેઇ છાંટેછે ને છબી સંતાડી

દે છે તેથી તે કાંઇક શુદ્ધિમાં આવેછે ત્યારે.)

**મીણલદેવી**—અહો પ્યારી સખી! કરણ મહારાજ ક્યાં ગયા?

**દાશી**—લ્યો હવે બાઇ સાહેબ પાડશે બુમો એટલે જોઈ લ્યો તમાસો. તમારો ને મારો બેયનો અંત્ય આવ્યો.

**મીણલદેવી**—(પ્રધાનપુત્રી તરફથી કાંઇ પણ જવાબ ન મળતાં) અહો સખી! કેમ બોલતી નથી? કરણ મહારાજ ક્યાં ગયા?

**પ્રધાનપુત્રી**—અરે ઘેલી સખી, ડાઇ થા. અહીં કરણ મહારાજ કેવા! કોઇ સાંભળશે અને રાજાજી જાણશે તો તારોને મારો બેયનો પ્રાણ લેશે.

**દાશી**—(પ્રધાન પુત્રીને) એનો નહીં લે તો આપણો તો લેશેજ.

**પ્રધાનપુત્રી**—(મીણલદેવીને પોતાની બાથમાં લેઇને) અરે સખી! સચેત થા. નહીંતો આ કરણ મહારાજ પાછા રીસાઇ જતા રહેછે.

**મીણલદેવી**—(એકદમ શુધ્ધિમાં આવીને) એ ના ના મારા પ્રાણનાથ! આ દીન દાશી ચર્ણાવિંદની સેવામાં હાજર છે. (એમ કહી પ્રધાનપુત્રીનો હાથ તરછોડાવી ઉભી થવા જાયછે.)

**પ્રધાનપુત્રી**—અરે સખી, આ શું ઘેલી થઇ? (એમ કહી પકડવા જાયછે.)

**મીણલદેવી**—ખશ, ખશ. મારા સ્વામિનાથ રિસાઈ જતા રહે છે (એમ કરી પ્રધાનપુત્રીના હાથ છોડાવી નાંખવા મહેનત કરે છે.)

**દાશી**—લ્યો, હજી તો પ્રાણનાથ ને સ્વામિનાથ કરી કરીને વરઘોડે પુરો કરશે.

**પ્રધાનપુત્રી**—અરે ઘેલી સખી, આઇ કયાં છે તારા પ્રાણનાથ ને સ્વામિનાથ.

**મીણલદેવી**—અરે શું જતા રહ્યા? ( એમ કહી ફરી મુર્છાંગત થાય છે.)
**દાશી**—બેન પ્રધાનપુત્રી! તમારે એ છબી દેખાડવીજ નહોતી.
**પ્રધાનપુત્રી**—( મીણલદેવીને ફરી શુધ્ધિમાં આણીને ) અરે સખી, લે આ તારા સ્વામિનાથ, એતો પાટણમાં છે ને હજી તેણે તારૂ નામ પણ સાંભળ્યું નથી ( એમ કહી છબી આપેછે. )
**મીણલદેવી**—તું ગમે તેમ કહે પણ હું તો એને અર્ધ પરણી ચુકીછું અને હવે એ વિના હું બીજો વરનાર નથી. ( એમ કહી તે છબી સામી રાખી તેને બેલાવવા આક્રંદ કરેછે. )

**" ગણપત બોલો બાળા " એ રાગ**

પ્યારા બોલો બોલો મારા પ્રાણ. પ્રીતમ બોલો હો પ્યારા;
હોશે હસવાથી નહિતર હાણ, પ્રીતમ બોલો હો પ્યારા;
છે તમ માત પિતા તણી આણ, પ્રીતમ બોલો હો પ્યારા;
ભલા સેલંકી કુલના હો ભાણ, પ્રીતમ બોલો હો પ્યારા;
નમેરા નવ થઇએ નાથ, પ્રીતમ બોલો હો પ્યારા;
અવલોકી આ અબળા અનાથ, પ્રીતમ બોલો હો પ્યારા,
અબળા તણી લેવી આશીશ, પ્રીતમ બોલો હો પ્યારા;
ઘટે તમને ઓ ગુરજર ઈશ, પ્રીતમ બોલો હો પ્યારા;
ચીંતા જવાળ લાગી રહિ ચિત્ત, પ્રીતમ બોલો હો પ્યારા;
શોષે શોષાયાં તનનાં શોણીત, પ્રીતમ બોલો હો પ્યારા;
કરો શિર્ત્રરિપુ[1] પ્રભુ શાંત, પ્રીતમ બોલો હો પ્યારા;
કહાવો મીલણદેવીના કાન્ત, પ્રીતમ બોલો હો પ્યારા;
જેનો રશિયો તે રિસાઇ જાય, પ્રીતમ બોલો હો પ્યારા;

---

૧ કામદેવ.

જરૂર પલક તે કલપ જણાય, પ્રીતમ બોલો હો પ્યારા;
જોઇ નેત્ર ભ્રકુટી હો નાથ, પ્રીતમ બોલો હો પ્યારા;
હઇયું તે રહેતું નથી હાથ, પ્રીતમ બોલો હો પ્યારા;

**પ્રધાનપુત્રી**—અહો સખી મીલણદેવી, હું જો આમ જાણતી હોત તો તને એ છબી બતાવતજ નહીં.

**મીલણદેવી**—અહો બેન, શું! આ રાજાજીની છબી છે ? હું કેમ માનું. જો આ ખોળામાં તરવાર પડીછે, મસ્તકે જરીદાર પેચમાં મોતીનો લળકતો તોરો, કંઠમાં મોતીનો કંઠો ને પગમાં સોનાના તોડા. અરે એનાં નેત્ર તો જાણે કે એકી નજરે ટગર ટગર મારા સામું જોયાજ કરતાં ન હોય !

**પ્રધાનપુત્રી**—બેન તું કયાંક ગાંડી બની જઈશ ને મારી સંગત નિંદાશે.

**દાસી**—હજી કાંઇ બાકી હશે—કેમ વારૂ !

**મીલણદેવી**—ઠીક છે તમારે બેને. દેડકાનો જીવ જાય ને કાગડાને હસવું થાય. મારા મનની તો ઇશ્વર જાણે.

" જનુની જીવોરે, ગોપીચંદની " એ રાગ.

અરેરે! શું કરૂં ને કયાં સંચરૂં, કોણ કરે મારી સાહ્યજી;
ઝેર પડયું થઇ જીવવું, એકે સુજે ન ઉપાયજી; અરેરે. ટેક
કહું રે જીવડો જેવો કાઠનો, રહિ ફોલે દિન રાતજી;
ફુણા મંદન ઠોલે કાળજાં, જાણે અનુભવિ જાતજી; અરેરે. ૧
કંકૂ કાજળ અને કસ્તુરી, જોતાં ઉપજેછે ઝાળજી;
અત્તર સુગંધી શા કામની, હું થઈ હાલ બેહાલજી; અરેરે. ૨

વાગે વાજાં ને શરણાઇયો, સાબેલાની પુઠે વરજી;
એ હું દેખું કયાં અભાગણી, નિકળ્યા કર્મના થરજી; અરેરે. ૩
છુટે આતસબાજી છાજતી, દિવડા દિસે શતક્રોડજી;
અબળા જુએ રહિ અટારિએ, હીંડે મા ધાલી મોડજી; અરેરે ૪
ગાય મંગળ ઘેર ગોરિયો, કરે અપ્સરા નૃત્યજી;
એતો વીત્યો નહીં ઓરિયો, માગું ફરી ફરી મૃત્યજી; અરેરે. ૫
સામસામાં બેશી સજોડલે, જમે જમાડે કંસારજી;
એ વાતના રહ્યા ઓરતા, એળે ગયો અવતારજી; અરેરે. ૬
ઝમકે ઝાંઝર વાગે ઘૂઘરા, ઠમકે ચાલે રૂડી ચાલજી;
કાણી લાજે જુએ કંથને, કયાંથી એવું આ કપાલજી; અરેરે. ૭
વધુવર બેશી અગાશીએ, ખેલે શેતરંજ પાટજી,
કાં નાખી કર હીંચે કોટમાં, હેતે હીંડોળા ખાટજી; અરેરે. ૮
મનમોહન મહા કષ્ટનો, દ્રષ્ટે દરિયો દેખાયજી;
કાંઠા તણી કળ ના પડે, જાઉ તણાતી તે માંયજી; અરેરે. ૯

**પ્રધાનપુત્રી**—અરે અમારામાં તો બારબાર વર્ષ સુધી પુરૂષો પંરદેશ ચડી જાયછે પણ આમ તારી પેઠે કોઈ કરતું નથી.

**મીણુલદેવી**—ખરી વાત પણ ખાલી ટાંગેલાં માટીનાં હાંડલાં ઉપર આગળ છોકરાંઓએ સાત દુકાળી કાઢી હતી તે આશાથીજ. તેમ પરદેશ હોય તેની આશા તો ખરી! હું જાણું છું કે મારા જેવી અભાગ્યણી તો કોઇજ નહીં હોય.

**લલીત છંદ.**

અરર એક હું, તે અભાગ્યણી, પ્રગટિ વ્યર્થ હું પૂર્ણ પાપણી;
ન વડવાઈ કે, વેલિ એકલી, તરૂ ગલે રહે, હેતથી મળી. ૧

સરિત તે જુઓ, સ્વામિને મળે, નિધિ વિશે જઇ, ભાવથી ભળે;
ચક્રવિને ચકો, પક્ષિ જાત તે, હળિમળી રહે, સ્નેહ સાથ તે; ૨
સરજિ હોતજો, વ્યોમ વાદળી; ગુજર દેશમાં, જાત તો ઢળી;
કરત છાંય હું, શ્વામિને શિરે; વસત વ્યોમ જૈ, સ્વામિ મંદિરે. ૩
થઇ ન પંખણી, રે પ્રભુ પિતા; પલક એકમાં, પહોચિ જાત ત્યાં;
કદિ શિકારમાં, કરણુ હાથથી; મરત તોય રે, હું ખુશી હતી. ૪
ન ફુલવાડિમાં, ફુલ ત્યાં શ્રજી; કર વિશે કદી, લેત રાયજી;
ન સમશેર હું, શ્રષ્ટિમાં થઇ; નૃપતિ ગેહમાં, જો રહું જઇ. ૫
અરર ચામડું, આ શરીરનું; કિમત ના કહું, તે લગીરનું;
ગુજર ખંડમાં, ભાગ[1] જેટલું; કદિ મહીપનું, થાય પાવલું. ૬
ન જરિદાર હું, પેચ નીપની; રહત રાયની, પાઘડી બની;
નવ રૂમાલ હું, રાયનો થઇ; બિજિ અભાગણી, હું સમી કઇ. ૭

**પ્રધાનપુત્રી**—અરે સખી, હવે આક્રંદ મુકી દે અને એ ખાતે તું ચીંતા ફીકર કરીશ નહીં.

**મીણલદેવી**—ત્યારે, શું કરૂંને કયાં જાઉં?

**પ્રધાનપુત્રી**—હવે એ ખાતે હું પોતે વાતમાં વાત નાંખી માતુશ્રીને સમજાવી તજવીજ કરીશ ને ત્યાં શુધી તું એ છબીજ કરણુ રાજા છે એમ હાલ જેમ ગાનછ તેમ માનજે. જોજે છબી બગાડતી નહીં.

**મીણલદેવી**—અરે! એશી વાત કરેછે. એતો મારા માથાનો મણી ને હઇયાનો હાર છે. હું એને નૈવેદ્ય કરી જમીશ.

---

૧ મુએલા ઢોરના ચામડા જેવું.

**પ્રધાનપુત્રી**—અને હવે જોજે ઘેલાં કાઢીશગાં. આપણે તારી છબી કોઇ હુંશીયાર પાસે ચિતરાવી ચિતારાને પાટણ મોકલીશું.

**બીણલદેવી**—અરે સખી, ત્યારે તો આ જુગમાં મારે માટે તુંજ ચિત્રલેહા.

**પ્રધાનપુત્રી**—એમાં શું ! પણ પછી ઇનામ માગીશ તે.

**બીણલદેવી**—અહો સખી, ઇનામ શી વાત છે. આ મસ્તક વારૂંજ છે.

**દાશી**—અત્યારે તો છે. કામ થઇ રહે ખબર.

**પ્રધાનપુત્રી**—વારૂ બેન, જાઉં છું.

**બીણલદેવી**—આવજે. મને ઘડી તારા વગર ચેન પડતું નથી. પાછી પરીણામ ક્યારે—ભુલી તો નહીં જા !

**પ્રધાનપુત્રી**—અરે આજને આજ, ઘણું તો કાલ. (કહી જાય છે.)

**બીણલદેવી**—અહો દાશી તું પણ થાળ તઈયાર કર એટલે મારા સ્વામીજીને નૈવેદ્ય કરી જમું.

પડદો પડયો.

સઉ જાય છે.



# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

### પાત્ર.

**રાણી**—જયકેશીની (આગળ રાજમાતા છે તે.)

**દાશી**—રાણીની

**પ્રધાનપુત્રી અને પાછળથી જયકેશી પોતે.**

**સ્થળ રંગ મહોલાત.**

**રાણી**—અહો દાશી, પ્રધાનપુત્રી તરફથી કાંઇ પરીણામ જણાયું નહીં.

**દાશી**—જી હા, બાઈ સાહેબ. પણ ઘણું કરી આજે આવશે.

**પ્રધાનપુત્રી**—(એટલામાં ઓચીંતી આવીને) માજી પ્રણામ કરૂંછું.

**રાણી**—સુખી રહે. આવ બચ્યા.

**દાશી**—(રાણી સામું જોઇને) જુઓ બાઇ સાહેબ, કાંઇ આવ્યા વગર રહે?

**પ્રધાનપુત્રી**—આવવાની તો કાલ હતી પણ મારી સખીએ રોકી હતી.

**રાણી**—ફીકર નહીં બચ્યા. પેલી છબી લાવી?

**પ્રધાનપુત્રી**—(શરમીંદગી થઇને.)

**"પડવાની પણ પ્રીત, ગતમત ભુલીરે" એ રાગ.**

શું કહું યથાસ્થિત આંઇ, માતુ અમારીરે;
મોટી લજ્જા એ માંઈ, લાજે ચારીરે.

અણજાણમાં તો નથિ આપ, માતુ અમારીરે;
અણજાણ્યા નથિ અગ બાપ, લાજે યારીરે.
સઉ વાત તણો કહું સાર, માતુ અમારીરે;
એ છબિ કરિ અંગીકાર, લાજે યારીરે.
સખિ મુર્છાગત થઇ જોઇ, માતુ અમારીરે;
એ હૃદય ફાટ બહુ રોઇ, લાજે યારીરે.
પુંજી ઉર આણી પ્રેમ, માતુ અમારીરે;
નૈવેદ્ય તણો લઇ નેમ, લાજે યારીરે.

**દાશી**—જુઓ, બાઇ સાહેબ! ( મોં મલકાવીને. )

**રાણી**—(વિચારમાં પડી હોય તેવો ડોળ કરીને) હરકત નહી, બચ્યા!

**પ્રધાનપુત્રી**—અહો માતુશ્રી! હવે કોઈ હુંશીયાર ચિતારાને બોલાવી આપણી મીણલદેવીની છબી પાઠણ મોકલવી એમ હું ઠરાવી આવીછું.

**રાણી**—વારૂ બચ્યા.

**પ્રધાનપુત્રી**—પણ માજી હવે વિલંબ કરવો જોઇતો નથી.

**રાણી**—

"શીદ અકળાય બેની" એ રાગ.

સાચી કહછ પુત્રી મારી, સાચી કહછ વાત;
પ્રધાનપુત્રી તું મારી, સાચી કહછ વાત. ટેક.
સાચી કહછ વાત પણ, થવી રહી પરહાથ;
કયાં કરણાટક આપણું ને, કયાં રહી ગુજરાત; સાચી૦ ૧

**દાશી**—ખરી વાત, હજુ કરણ મહારાજ કબુલ કરેતો થાય. (એ-

ટલામાં ઘણી ખમા મહેરબાન એવા નેપથ્યમાં છડીદારના શબ્દ થાયછે તે સાંભળીને.)

**પ્રધાનપુત્રી**—માજી હું રજા માગુછું.

**રાણી**—ના બચ્ચા બેશ, તારા પિતાજી આવેછે. તારે શરમ ન હોય. (એટલામાં જયકેશી આવેછે તેને સઉ સામા જઇ નમન કરેછે)

**જયકેશી**—(રાણીને) કેમ, ખુશીમાંછો ! આજે તો (પ્રધાન પુત્રી સામી આંગળી કરીને) આ પુત્રી આવેલાં છો

**રાણી**—જી હા, પેલી છબીનું પરીણામ આપણને લાભકારક નીવડયું છે.

**જયકેશી**—(એકદમ ખુશીમાં આવી ગયો હોય તેમ કરીને.

**રાગ ઉપર પ્રમાણે.**

બહુ ખુશીની વાત, પ્રિયા બહુ ખુશીની વાત;
હું થયો રળિયાત, પ્રિયા બહુ ખુશીની વાત. ટેક.
કરણથી કબુલ કીધો, મેળવવા હાથ;
મીણલ મહા ભાગ્યશાળી જો મળે એ નાથ, પ્રિયા૦ ૧
સોળંકીનો સુર્ય ભીમદેવ જેનો તાત;
શોભે જેવો આપણને, એવો એ જામાત; પ્રિયા૦ ૨
ખુબ આજ ખુશી થયો હું, મન થયું મુજ શાંત;
સુતા જયાં સંતોષ પામે, ત્યાં શી મોટી વાત; પ્રિયા૦ ૩

**લાવણી.**

કોઇ એવો ચિતારો આંઈ, પકો સૌ વાતે;
કુંવરીના સગપણ કાજ, જાય ગુજરાતે;

મુંકો મીણુલની સાથ, છબી ઉતરાવી;
તેતો એ પુત્રી બધું, ઠરાવી આવી;
સત્વર ચડિ પાટણ શહેર, જાય પિયા તે;
કોઈ એવો ચિતારો આંઇ, પકો સહુ વાતે. ૧

**જયકેશી**—તઇયાર, એ આજે ને આજે કરીશું, પછી કાંઇ!

**પ્રધાનપુત્રી**—( શરમીંદગી થતી હોય તેમ રાણી સામું જોઇને) વારૂ, માજી! હું રજા લેઉંછું.

**રાણી**—વારૂ બચ્યા, પાછી આવજે.

(પ્રધાનપુત્રી જાયછે પછી જયકેશીને) પ્રાણપતિ, છબી જોઇ મીણુલદેવી બે વખત તો મુર્છા પામી ગઇ.

**જયકેશી**—છબી છે પણ એવીજ.

**રાણી**—પણ હવે વિલંબ ન થવા મારી અરજ છે.

**જયકેશી**—ના, ના. હમણાંજ હું મારી વિશ્રાંતીશાળામાં જાઉછું ને પ્રધાનજીને બોલાવી એ સર્વ વાતનો બંદોબસ્ત કરૂંછું.

**રાણી**—ભલે સ્વામીનાથ.

(જયકેશી જાયછે)

પડદો પડયો.



# प्रवेश २ जो.

## પાત્ર

જયકેશી અને દ્વારપાળ.

પાછળથી

પ્રધાન, તે પછી ચિતારો.

સ્થળ વિશ્રાંતીશાળા.

**જયકેશી**—અહો દ્વારપાળ ! જા, પ્રધાનજીને બોલાવ.

**દ્વારપાળ**—જી મહારાજ. ( કહી જાયછે ને પ્રધાનજીને તેડી લાવે છે તે સલામ કરી.)

**પ્રધાનજી**—ખમા, રાજાધિરાજ. (કહી બેસેછે. )

**જયકેશી**—પ્રધાનજી, આજ તો કાંઇ સલાહ પુછવીછે.

રાગ ભોપાળી કલ્યાણની ગજલ.

પ્રધાના તું, પ્રિય મિત્ર મારો, પુછું તને પ્રેમે હું સલાહરે;
મોટી આપણી થઇ મીલણદેવી, સારો હવે શોધવો વિવાહરે;
પ્રધાના તું૦ ટેક.
ઉંચું તે શોધી કુળ અવલોકો, અંતરમાં એ મને ઉત્સાહરે;
પ્રધાના તું૦ ૧
તેજસ્વી તેવો જમાઇ જોવો, વિશ્વ કહે જોઇ વાહ વાહરે;
પ્રધાના તું૦ ૨
જાય ન પણ વળિ પૂરવજોનું, જૂનો આપણનો જોવો રાહરે;
પ્રધાના તું૦ ૩

**પ્રધાન**—તઇયાર ખાવિંદ ! તઇયાર.

જયકેશી—ગુજરાતના રાજા કરણને તમે ઓળખોછો?

પ્રધાનજી—જી, હા. એ નૃપમણિ મુળરાજ સોલંકીના વંશમાં ક્રમાનુંયાયી ચોથો કે પાંચમો પુરૂષ છે.

જયકેશી—હા. તેની છબી એક જઇન સાધુ તરફથી મને ભેટ આવતાં પરોક્ષપણે મેં કુંવરીની મરજી જોવરાવી તો તે તેને પસંદ કરેછે.

પ્રધાન—બહુજ સારી વાત, રાજાધિરાજ.

જયકેશી—પણ હવે આપણે તેનો શો ઇલાજ કરવો?

પ્રધાન—મહારાજે શું ધાર્યોછે?

જયકેશી—હું એમ ધારૂંછું કે આપણે મીણલદેવીની છબી ઉતરાવી કોઇ હુંશીઆર ચિતારાને પાટણ મોકલવો.

પ્રધાન—બહુજ સારો વિચાર છે, મહારાજ. પણ સાથે આપની છબી શા સારૂ મોકલવી નહીં કેમકે કન્યા પહેલાં તેના પિતાનું કુળ વગેરે જાણવા સાધારણ માણસ પણ ઉત્કંઠા બતાવે એટલે એ સવાલ રહે નહીં.

રાગ ઉપરનો.

ઓછા કરણથી નથી નથી કરણાઠી. રાય વિચારો આપ રંચેરે;
પ્રત્યક્ષ લક્ષ્મીજી જેના પદ પાસે, ઉભાં ઉભાં થેઈ થેઇ નાચેરે;
ઓછા૦ ટેક.
આપ તણા એવા વિચાર એતો, રૂડા ખુબ મારે મન રાચેરે;
ઓછા૦ ૧
પુત્રીની સાથે છબી પિતાની, શાને કહો મુંકવી ન સાચેરે;
ઓછા૦ ૨

કન્યા પહેલાં કન્યાના પિતાનું, વિધિ કુળ ગોત્ર સહુ વાંચેરે;
ઓછા૦ ૩

**જયકેશી**—સાબાશ પ્રધાન. સાબાશ. પણ હવે તેને માટે કોઇ હુંશીઆર ચિતારો પસંદ કરવો.

**પ્રધાન**—મહારાજ, આપણા નગરમાં ચતુર ચિતારો ઘણો વખણાય છે જે ગુજરાત પણ બે ત્રણ વખત જઇ આવેલો છે.

**જયકેશી**—વારૂ પ્રધાન, એને હું સારીપેઠે જાણું છું. એતો અવધી છે ( કહી દ્વારપાલ સામું જોતાં તે જઇ ચતુર ચિતારાને તેડી લાવેછે. )

**ચતુર ચિતારો**—માહારાજાધિરાજ ( કહી નમન કરે છે.)

**જયકેશી**—આપણી મીણલદેવીની છબી ઉતારી તમારે કરણ પાસે પાટણ જવું પડશે.

**પ્રધાન**—સાથે જે વખત મહારાજ પાસે સાક્ષાત લક્ષ્મીજી નૃત્ય આદરેછે તે વખતનું ચિત્ર પણ બતાવવું.

**ચતુર ચિતારો**— **રાગ ઉપરનો.**

હું છું ચિતારો ચિતમાં વિચારો, ચિત્ર તે ચીતરનારોરે;
ફરૂં હું દેશ અને વિદેશે, તોય કહાવું હું તમારોરે; હું છું૦ ટેક.
પાણી હું ચીતરૂં પવન ચીતરૂં, ચીતરૂં આશમાન સારોરે; હું છું૦ ૧
સ્વર્ગ હું ચીતરૂં પાતાળ ચીતરૂં, તો શું આ લોક બિચારોરે; હું છું૦ ૨
પિતાની પાસે પુત્રી હું ચીતરૂં, સાક્ષાત લક્ષ્મીનો ચેહકારોરે; હું છું૦ ૩
કરણ બિચારો કોણ હિસાબે, ઇંદ્ર કરે મનવારોરે; હું છું૦ ૪
ગાઉં તો એજ કરે મીણલનું, તોજ હું સાચો ચિતારોરે; હું છું૦ ૫

**જયકેશી**—સાબાશ ચિતારા ( કહી પ્રધાનના સામું જુએછે તેથી )

**પ્રધાન**—રાજાધિરાજ, ચતુર ચિતારો પરમ રાજ્યભક્ત છે.

**ચતુર ચિતારો**—અહો મહારાજ. આ અસ્થિ ત્વચા આપનાજ છે. તેનો ચાહે તેવો ઉપયોગ કરવો એ માલીકની મરજી ઉપરછે.

**જયકેશી**—અહો પ્રધાનો, વાહન વગેરે સર્વ બંદોબસ્ત કરી આપી ચતુર ચિતારાને આજેજ રવાના કરવો.

**પ્રધાન**—જી રાજાધિરાજ, આજ્ઞા

**ચતુર ચિતારો**—આ કર્ણાટક દેશનાં લુણ પણી ખાધાંછે તે મને પણ હલાલ કરવાનો વખત હવે મળ્યો છે.

(એમ કહી વંદન કરી જાયછે.)

પડદો પડયો.

---

# પ્રવેશ ૩ જો

## પાત્ર.

### ચિતારી, ચિતારો ને તેનો છોકરો.

### સ્વારો—જયકેશીના.

### સ્થળ ચિતારાનું ઘર.

**ચિતારી**—( રાડ પાડીને ) અરે છોકરા, તારો બાપ તો હજી આવ્યો નહીં. આખો દહાડો બેઠા બેઠા લીટાં તાણે ને વળે કાંઇ નહીં.

**ચિતારો**—( ઓચીંતો આવીને ) શું રાંડ; બુમો પાડછ. જરા દરબારમાં બોલાવ્યો હતો તે વાર લાગી.

છોકરો—( મોટેથી ) બાપા, ક્યારની ખાવા આપતી નથી.
ચિતારી—( મોટેથી ) શું આપુ, હાડકાં. તારો બાપ બે ગઢીના રળે ને બાર મહીના ખાય. રોજ ક્યાં મેડી ને મહેલ ચીતરવાના હોય ?
ચિતારો—રાંડ, ખાનારાં ધાય પણ ખાનારાનાં નશીબ જોઇયેકની ?
છોકરો—બાપા, શું ખાઉ. (કહી બુમ પાડે છે.)
ચિતારી—( છણકામાં ) આ દઇયેછીયે. પેલી પડોશણ મગનું કાઢેલું કોરમું નાંખી દેતી હતી તે વળી કહ્યું કે લાવો, હું છાશ લેવા જાઉંછું તેની ગાયને દેતી આવીશ. એમ કહી લાવી તેનું ભરડકું ચુલે ચડાવ્યું છે તે હવે થયું હશે. તે પણ છે તમારાં છોકરાં જેટલું. કાંક વધે તો તારો બાપ ખાય. મારે તો તોય પણ અગીયારશ છે.
સ્વારો—( મોટેથી નેપથ્યમાંથી ) એ ચતુર ચિતારાનું ઘર કિયું ?
ચિતારો—અલી બહાર જઇને પુછ તો ખરી, આપણું ઘર પુછતું કોણ આવે છે ?
ચિતારી—ભૂખ. આવી છે ને આવશે. બીજુ કોણ ?
છોકરો—( ઘોડાના ડાબા સાંભળીને ખડકી ભણી દોડી જઇ જોઇ વળી આવી ને ) બાપા, એ તો આપણા રાજાના અસ્વાર છે.
ચિતારી—વળી કાંઇ ફંદ ઉભો કર્યો હશે.
ચિતારો—રાંડ ફંદ શેનો. એ તો આપણા રાજાની કુંવરીનું—ના નહિં કહું. તારા પેટમાં ન રહે.
ચિતારી—મારે સાંભળવી પણ નથી. તમારી વાતમાં કાંઇ છોકરાં રોટલો ન ખાય.

છોકરો—(ખાવાનું નામ સાંભળી બાપને બાઝીને ) બાપા ખાવું છે.

ચિતારો—(છોકરાના હાથ પકડી છુટો પાડેછે ) લે સાંભળ, સાંભળ—તારી આને વાત પુછવી છે. ( ચિતારીને ) અલી મારે ગુજરાત જવું છે. તારૂં એક કડલું આપ તો વાટ ખરચી થાય.

ચિતારી—હવે મારા પિયરના ઘરાણામાં એક કડલાં રહ્યાં છે. એક લેઇ જાઓ તમે ને એક વેચી આપો મને. શું કાંઇ છોકરાં ભૂખે મરાશે ? તમારા ઘરનું તો કાંઇ છે નહીં.

ચિતારો—વળી પરદેશથી આવીશ ત્યારે નવાં ઘડાવીશું.

ચિતારી—એ તો હવે તમે ઘણુંય ઘડાવ્યાં. ઉપાડીએ શકતી નથી. ભલે, લ્યો–આ કડલાં—( ગુસ્સે થઇ કાઢી આપેછે.)

ચિતારો—ત્યારે શું. કયારેય નહીં ને કોઇક દિવસ રાજાને કામે જાઉં ત્યારે એમ કહું કે મારે ખાવા નથી તે આપો ! મારી લાજ જાય.

ચિતારી—હવે રહી પણ ઘણી છે.(ચીતારો જાય છે ને થોડી વાર રહી તેના રૂપીયા લઇ આવી અર્ધ સ્રીને આપી અર્ધ પોતે રાખેછે ને ઘરની તથા છોકરાની ભલામણ દઇને) લે હવે, બહાર અસ્વાર ખોટી થાયછે ને હું જાઉછું.

ચિતારી—ઠીક, વહેલા આવજો ( ચિતારાના ગયા પછી એકલી )

ગરબી.

" ઓધવજી સંદેશો કહેજો શ્યામને " એ રાગ.

દહન દહન કરી દાળીદર તું કાં દમે,

લક્ષ્મી કાં તું દે મુરખને લ્હેરજો;
સામું જો તુજ રણુ નથિ કાઢયું સ્યામળા,
પાપ પૂર્વનું પ્રગટયું આ કઇ પેરજો;　　દહન૦ ૧
ભૂખી પેટ પડી બીચારિ પ્રજા ભમે,
પંડ પરે નહિ કરવા પટ પરિધાન્યજો;
ધણી અને ધણિયાણી જઈ કયાં ધા કરે,
ઘર મોટું એ મુખ પાટાની સમાનજો;　　દહન૦ ૨
વાંક નથી પરણ્યાનો, એમાં વિઠ્ઠલા,
પ્રાણ બિચારો રખડે બહુ પરદેશજો;
બળતા પેટે બોલી બાળું બોલ હું,
એ હું કર્મ તે છુટિશ કયાં પરમેશજો;　　દહન૦ ૩
સહવિવેક વિદ્યામાં શોભે સભ્યતા,
માથે લીધું પિયુએ મોટું કામજો;
ઘરનું કડલું વેચિ ગયો ગુજરાતમાં,
નૃપ પાસે માગ્યું નહિ કોડી દામજો,　　દહન૦ ૪
વઢી ખરી પણ વેણુ ન સામું વળિયું,
લક્ષ્મિ વિના તે એમ પડયો લાચારજો'
વિત્ત વિના વિદ્યા તે પણ ફીકી પડે,
કર તું કરૂણા હવે જગત કરતારજો.　　દહન૦ ૧

(પડદો પડયો)

(સહુ જાય છે.)



# પ્રવેશ ૪ થો

## પાત્ર

### રાણી, દાશી, જયકેશી, પ્રધાનપુત્રી અને પાછળ-થી મીણલદેવી.

### સ્થળ રંગ મહોલાત.

**રાણી**—અહો દાશી, આજે હજી રાજાજી પધાર્યા નહીં.

**દાશી**—જી, હા. બાઇ સાહેબ, આજ હું ગડબડ ગાંધીને ત્યાં ચુવા ચંદન કસ્તુરી લેવા જતી હતી ત્યારે રસ્તામાં લોકો વાત કરતા હતા કે આપણા નગરના ચતુર ચિતારાને મીણલદેવીનું સગપણ કરવા રાજાજી પાટણ મોકલેછે ને હવે વિવાહ પણ ઢુંકડો છે માટે હું જાણુંછું કે રાજાજી તેમાં કાંઇ રોકાયા હશે.

**રાણી**—હશે તો એમજ, જોને જગતનાથી કાંઇ છાનું રહેછે!

**દાશી**—અરે એ વાત તો ખરી પડી. જ્યાં હું દરબારના નાકા પાસે આવી ત્યાં તો ઘોડા સાથે ચતુર ચિતારો મને સામો મળ્યો. સાથે આપણા દરબારી સ્વારો પણ હતા.

**મુજે છોડ ચલા બનઝારા.—એ રાગ.**

આ જગત થકી કંઇ છાનું, નથી રહ્યું અને રહેવાનું. ટેક  
અંગેથી વસ્ત્ર ઉતારી, નૃત્ય કર્યું ભોંયરે નારી;  
છે પ્રસિદ્ધ તે નથી છાનું, નથી રહ્યું અને રહેવાનું ૧  
જે મુખમુદ્રાયંત્રેથી, તે છપાઇ બહાર પડેથી,  
પાછું ન દબાશે પાનું, નથી રહ્યું અને રહેવાનું. ૨

અંતરનિ હવા ઉભરાઇ, મળી બ્હાર હવાની માંઇ;
જે વિનું ઠામ નથી જાણ્યું, નથી રહ્યું અને રહેવાનું. ૩

(એવામાં નેપથ્યમાં ઘણી ખમા મહેરબાનના છડીના શબ્દ થાયછે.)

રાણી—અહો દાશી, ચાલ રાજાજી પધારતા લાગેછે

(કહી સામી જાયછે.)

જયકેશી—અહો પ્રિયા! ચિતારાને રવાને કર્યોછે.

રાણી—વાહ? મારા પ્રાણનાથ, આપની તો કૃપાજછે ત્યારે નભાયછે.

ભુજંગી છંદ.

અહો પ્રાણપ્યારા કૃપા છે તમારી;
નહીં તો કશી નાથ શકિત અમારી;
નભીએ સદા આપનો નેહ ભાળી;
દિસે દિન રાત્રી સદાએ દિવાળી;

જયકેશી—મૃદુ હાસ્ય ને વેણુ મીઠાં તમારાં,
ઠરે નેત્ર ને શ્રોત્ર એથી અમારાં;
ધરાયો નહીં મદ દીઠો ધરામાં,
પ્રિયા પ્રેમનો ને અમીનો પિવામાં.

રાણી—એ તો મારા પ્રભુ! માત્ર આપનો વિવેકજ છે. હું જાણું છું કે હવે મીણુલની બાબતમાં આપને જરા સંતોષ થયો હશે.

જયકેશી—હા. એમાં કાંઇ અંદેશા જેવું નથી.

રાણી—પ્રાણનાથ, મને આપના કીંમત ભર્યા શબ્દો સાંભળી બહુ આનંદ ઉત્પન્ન થાયછે.

**જયકેશી**—વારૂ પ્રિયા, હવે તો હું રજા માગીશ. કેમકે હમણાં બે દીવસ કામ ઉપર ધ્યાન થોડું અપાયુંછે માટે આજે જલદી જવાય તો ચડત કામ પુરૂં થઇ શકે.

**રાણી**—અહો સ્વામિનાથ! ભલે પધારો એવું ઉચ્ચારણ કરવાને મારી જીભ્હાને આપનો પ્રેમ અને મારૂં અંતઃકરણ અટકાવે છે પણ જો આપની એમજ ઇચ્છા થઇ તો તેમાં હું અટકાવ કરવા ઇચ્છા કરતી નથી.

**જયકેશી**—તમે કોઇ વાતે ચિંતા કરશો નહીં. ( કહી જાયછે. )

**રાણી**—અહો દાશી, પ્રધાનપુત્રીને બોલાવ.

**દાશી**—વારૂ, બાઇ સાહેબ ( કહી જાયછે ને તેડી લાવેછે. )

**પ્રધાનપુત્રી**—માજી, વદન કરૂંછું.

**રાણી**—કેમ બચ્ચા, તારી સખીને વધાગણી દીધી કે નથી દીધી ?

**પ્રધાનપુત્રી**—ના માજી, હજી આજ હું ગઇ નથી.

**રાણી**—લે ત્યારે, એનેજ આંઇ બોલાવીયે.

( એમ કહી દાશી સામું જુએ છે એટલે તે દોડતી જઇ તેડી લાવેછે. )

**મીણલ**—માજી વંદન કરૂંછું. ( કહી બેસે છે. )

**રાણી**—સુખી હો, બચ્ચા.

**પ્રધાનપુત્રી**—માજી, આજે ચતુર ચિતારાને પાટણ મોકલ્યો કે નહીં?

**રાણી**—હા, બચ્ચા. તે અત્યારે તો દશ વીશ ગાઉ છોડી ગયો હશે.

**પ્રધાનપુત્રી**—ત્યારે હવે તો કામ થયું એમ ગણાય. માત્ર ચતુર ચિતારાને પહોચવાની વાર.

**રાણી**—(બંને સખીઓ છુટ વાત કરી શકે. એવા ઇરાદાથી) બ. ચ્ચા માણલ, હું તારા પિતા સારૂ આપણા નજર બાગમાં જરા ફુલ વીણવા જાઉછું કેમકે માણસો લાવેછે તે જોઇએ તેવાં આવતાં નથી. તું ને પ્રધાનપુત્રી જરા બેસજો.

**મીણલ**—ના માજી, ત્યારે હું ને મારી સખી વીણી આવશું, તમે બિરાજો; (એમ કહી માના ઢીચણને હાથ લગાડી ઉભી થવા જાયછે ને પ્રધાનપુત્રી પણ મીણલ સાથે ઉભી થવાનું કરે છે.

**રાણી**—ના, બચ્ચા. હજી તમે બાળક છો. એ વાતનો પણ અનુભવ જોઇએ. આજે હું વીણી આવું તે જોઇ કાલે તું ને તારી સખી વીણી આવજો. (એમ કહી પોતે ઉભી થઇ જાયછે ને મીણલને અને તેની સખીને હાથ ઝાલી બેસારેછે.)

**પ્રધાનપુત્રી**—(માજીના ગયા પછી) કેમ સખી, વધામણી માંગુ કે?

**મીણલ**—(હસતે ચહેરે) હા, બેલાશક માગી લે.

**પ્રધાનપુત્રી**--ના, હમણાં નહીં. ચતુર ચિતારો કે તેનો પત્ર આવે વાત. પણ તે વખત અપાશે નહીં.

**મીણલ**—ત્યારે આગળથી માગ, કોણ ના પાડેછે.

**પ્રધાનપુત્રી**—અરે વધામણીજ છે. વધામણીમાં રોજ યાદ કરજો ભુલી ન જશો એટલે થયું.

**મીણલ**—વાહ સખી; કહેછે કે ભુલી ન જશો?

**પ્રધાનપુત્રી**—એતો પછી ખબર પડે.

### રાગ સીતાજીના મહિના..

સખી સ્વાર્થ સમય તણી વાત, જુદી એતો જાણિયે;;

મટયો વ્યાધી વેરી થયો વૈદ, કહેવત પ્રમાણિયે;
જ્યારે હોય દરદ નિજ દેહ, કાલાવાલા કીજીએ;
નહિ ત્રિભુવન પતિ તમ તોલ, ગટાડી દીજીયે;
ઘર બાર વેચી તમ ગુણ, વળી નહિ વિસારિયે;
એમ રૂદન કરી હૃદય ફાટ, દયા ઉપજાવિયે;
મટયો રોગ સામો મળ્યો વૈદ, ભડકિ અને ભાગિયે;
જાણે સામો મળ્યો જમ રાય, મારગ બિજો ઝાલિયે;
એ છે વિશ્વતણો વ્યવહાર, સખી તારી વાતની;
એની ખબર હવે પડનાર, કહું શું હું તે તણી. ૧

**મીણલદેવી**—અહો સખી, તે દહાડે તું ફુલ માગતી હતી તેનું પછીથી શું કર્યું.

**પ્રધાનપુત્રી**—પછી બેન હું તો તારી ગરબડમાં પડી તોપણ છેક સાંજનાં મારા સસરાની વાડીમાંથી મંગાવી લીધાં ને હાર ગજરા ગુંથી તઇયાર કર્યા.

**મીણલ**—વાહ તારી પિયુ ઉપરની પ્રીતિ, ધન્ય છે.

**પ્રધાનપુત્રી**—હું સખી તારી છું કની?

**મીણલ**—(હસતે ચહેરે) આંહ, જો મને સાથે લેતી પડેછે.

**પ્રધાનપુત્રી**—પછી પેલી બે ગરબીયોનું શું કર્યું?

**મીણલ**—અરે એ તો મેં કંઠે કરી લીધી પણ જ્યાં જ્યાં એમાં મહારાજનું નામ આવેછે ત્યાં મારે બીજા શબ્દો ઉમેરવા પડયા,

**પ્રધાનપુત્રી**—અને છબીનું?

**મીલણ**—(પોતાની વાંચવાની ચોપડી આગળ હતી તેમાંથી કાઢીને) લે, આ-જો.

**પ્રધાનપુત્રી**—સખી તું પુજામાં રાખવાની હતીને ?

**મીલણ**—પુજામાં હોઉ એટલી વાર પણ પછી એકલી હોઉ ત્યારે તેનું ધ્યાન કરવા અંગ સાથે જોડી રાખુંછું.

**પ્રધાનપુત્રી**—કદી આ ચતુર ચિતારો ગયોછે ને તેને તેગણે ના કહીતો ?

**મીલણુદેવી**—અમારામાં ઘણું કરી રાજાનું ખાંડુ પરણવા જાયછે, કોઇ ખાંડને પરણીને ગઇ ને પછી પતિ તરફથી અનાદર થાય તો ?

**પ્રધાનપુત્રી**—એમ બને તો બિચારી દુઃખમાં દિવસ પુરા કરે.

**મીણલદેવી**—ત્યારે આ પણ એમજ સમજવું.

**પ્રધાનપુત્રી**—વાહ તારી દ્રઢતા, હવે સફળ થયા વગર રહે નહીં. બેન, તું નિશ્ચિંત રહે.

( એટલામાં રાણી ફુલ લઇ આવેછે ને ગુંથવા બેસેછે. )

**મીણલ**—માતુશ્રી લાવો, હું પણ ગુથાવું.

**રાણી**—ના બચ્ચા. હું ગુથીશ.

**મીણલ**—ના માતુશ્રી, એક તો હું મારા પિતા સારૂ ગુંથીશ કેમકે અમે દીકરિયો છીયે અને આ પ્યારની નિશાની છે.

"સહીયર દુખ શું દાખવું" એ રાગ.

મેમાન પુત્રી માવિત્રની, વસે પરઘર વાસ;
ડાહ્યાં માબાપ દયા ધરે, ઉરની પૂરે આશ; મેમાન. ટેક.
ઘડિ બે ઘડી દિન બે ત્રંણનો, જેવો કહિયે મેમાન;
દુહિતા વરસ દશ બારનો, મન મેમાન માન; મેમાન. ૧

સિધાવે જયારે તે સાસરે, ત્યારે માત પિતાય;
જાણે દિન એક રહી નથી, જળ નેત્રથી જાય. મેમાન. ૨
પુખ્ત થતો જોઇ પુત્રને, ઊર વ્યાપે હુલ્લાસ;
પુખ્ત થતી જોઇ પુત્રિને, નાખે તેજ નિસ્વાસ. મેમાન. ૩

રાણી—વારૂ બચ્ચા, ગુંથો.

પ્રધાનપુત્રી—માજી, હું રજા લેઉ?

મીણુલ—કેમ બેન, વહેલી વહેલી?

પ્રધાનપુત્રી—આજ તો મને આવ્યા ઘણી વાર થઇ ને હવે પિતાજીનો પણ પધારવાનો વખત થયો.

રાણી—ભલે બચ્ચા, આવજે.

પ્રધાનપુત્રી—વારૂ માજી. ( કહી જાયછે. )

( ઘણી ખમા મહેરબાન એવા નેપથ્યમાં છડીદારના શબ્દ થાયછે. )

દાશી—અહો માતુશ્રી, રાજાજી પધારતા લાગેછે.

રાણી—હાં. ( કહી સામી જાયછે ને મીણુલદેવી શરમીંદગી થઇ બેશી રહેછે. ]

જયકેશી—( મીણુલદેવીના ચહેરામાં કારમો તફાવત થયેલો જોઇને ) કેમ બચ્ચા મીણુલ, શું કરોછો.

રાણી—( વચમાંથી ) હું તમારા સારૂં હાર તોરા ગુંથતી હતી ત્યારે મીણુલ કહે કે એક તો હું ગુંથીશ.

જયકેશી—કહેજ. પ્રજાનો પિતા માતા ઉપર જે પ્રેમ છે તે કુદરતી છે.

ઠુંમરી.

પિતા અને પ્રસુતામાં જે પ્રેમ છે પ્રજાનો,
ખુરૂ કુદરતી ન ખજાનો; પિતા અને૦ ટે૦

સુપાત્ર સુતને સુતાને સરખો,
તિલભર ન મળે તજ્યાનો; પિતા અને૦ ૧
કુપાત્રનું તો નથી કહેતો,
નથી અવર નીપજ્યાનો; પિતા અને૦ ૨
મહિસાગર ક્ષણમાં થાય ખાલી,
મહીમાં અખુટ મજાનો; પિતા અને૦ ૩
એ તજિ અવર ભજે ભગવત તો,
લાભ ન લેશે ભજ્યાનો; પિતા અને૦ ૪
મનમોહન કહે પ્રજા કુપાતર,
સ્વર્ગમાં લાભ લે સજાનો; પિતા અને૦ ૫

**રાણી**—ખરૂં કહોછો, સ્વામિનાથ.

**જયકેશી**—વારૂ હવે ચતુર ચિતારો ગયો છે અને તમારી તરફથી પણ તઇયારી કરી રાખજો. હાથી ઘોડા વગેરે જે જમાઈને આપવા લેવાનું તે મુકરર કરવા આવતી કાલથી રોજ સવારના બે કલાક વિશ્રાંતી શાળામાં આવવાને મેં પ્રધાનજીને કહેલુંછે અને તમારે પણ એ સબંધમાં મને જે જે સૂચનાઓ આપવાની તે તમારી સ્મર્ણ પત્રિકામાં નોંધી રાખવી ને પ્રસંગોપાત મને રજુ કરવી.

**રાણી**—જેવી આજ્ઞા.

પડદો પડયો.

સઉ જાય છે.



# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### પાત્ર.

કરણ—પાટણનો રાજા કરણ સોલંકી.

નવલ વહુ } —વણીક દંપતી
અડવો શા }

જોગીરામ—ભિક્ષુક બ્રાહ્મણ.

વાઘરી } —પાટણનાં દાતણીયાં.
વાઘરણ }

સ્થળ—પાટણ શહેર.

કરણ—( એકલો. ) લાવણી.

પુર ચરચા આજે ફરી, જોઉ અંધારે;
છે સમય રાત્રિનો સરસ, અરે આ વારે.
છે ધર્મ ધરાધીશનો, ક્ષત્રિ તે પાળે;
ફરિ પુરમાં ને પુર બ્હાર, પ્રજા સંભાળે;
હું અસ્ત્ર શસ્ત્ર સજિ અંગ, એકલો જાઉં,
હું સિંહ સોલંકી મણી, કરણ કહેવાઉં;
હું છું ગુજરીનો પતિ, ગુજર ખંડમાં રે,
પુર ચરચા આજે ફરી, જોઉ અંધારે.

અરે આજતો ચાલો, આપણે નગર ચરચા જોવી આ પેલી

હવેલીમાં દીવો બળતો દેખાયછે ને તેમાં હીંચોળાખાટનો કચુડાટ થાયછે. એટલુંજ નહીં પણ તેમાં કાંક શેઠ શેઠાણી વાતો કરતાં હોય તેમ લાગેછે. માટે જરા થોભીયે તો ખરા.

અરે આતો ઘુઘરો બજાવેછે ને બાળક રમાડેછે.

**અડવો શા**—(એટલામાં) શેઠાણી હવે તો રાત્રીના દશ વાગી ગયા હશે.

**નવલ વહુ**—હા, આપણી ઘડીઆળમાં દશ વાગ્યા. તમે તો કલાકનાં લેખાં કરો. જુઓ આપણો છોટિયો તો હજી કેવો રમેછે! એને તો ઊંઘજ નથી.

**અડવો શા**—એ વળી આવીને અત્યારે રમતે ચડયો છે. હવે સુવારી દ્યો.

**નવલ વહુ**—જરા લ્યો તો ખરા. જુઓ આપણા રાજાને પણ એ સુખ હજી નથી.

**અડવો શા**—ખરી વાત, એ સુખ આગળ રાજપાટનું સુખ કશા લેખામાં નથી.

**કરણ**—(એ સાંભળતાં નિશ્વાસ નાખીને મનમાં ) અરે ભગવાન ! આંઇ પણ મારીજ વાત ચાલેછે. પણ એ શેઠ શેઠાણી શું ખોટું કહેછે ? માટે લાવ, હવે તો જરા નગર બહાર ।। ચરચા જોઇયે. પુર ચરચા ઘણી વાર જોઇ છે. અરે! આ દરવાન તો બારી ઉઘાડી રાખી ઉંઘી ગયોછે; રખેને ઇશ્વરે તે મારે સારૂ જ કુદરતી ખુલ્લી રખાવી હોય ! (એમ કહી બહાર નીકળીને) અરે આ દરવાજા પાસે કોઇ નવું ઝુપડું બંધાયું હોય એમ લાગેછે. તેમાં પણ કાંક ગરબડ થતી સંભળાયછે. એ ઝુપડાની ઓથે રહી સાંભળીશું તો ઠીક પડશે. (એમ કહી તેમ કરેછે. )

**વાઘરી**—રાંડ અડધી રાતની ઉઠીને દાતણ લેવા ગઇ તે જવાય ? સાંજે લાવીને સવારે વેચવા જવું ને રાતનું અંધારાનું માગવા જવું તો પેટ ભરાય.

**વાઘરણ**—મારે તો કદી એમ થયું પણ તમારો દાતણનો ભારો કેમ એમનેમ રહ્યો ?

**વાઘરી**—મારે તો શું કરૂં. (ધીમેથી) રાંડ! આખો દહાડો ભટક્યો ને સાંજે દાતણનો ભારો લેઇ ગામમાં પેઠો ત્યાં આપણો રાજા કયાંઇથી નાકામાં સામો મળ્યો એટલે મેં તો તે વખતજ જાણ્યું કે આજ છોકરાંને જરૂર ફાંકા પડશે.

**વાઘરણ**—ત્યારે જરા નાકા બહાર ઉભા ન રહિયે ? શી ઉતાવળ હતી તે દોડયા દોડયા ગામમાં પેઠા.

**વાઘરી**—હું તો આપણા ગામનો પેલો હાંસલો ઓળગાણો જેને ચાર પાંચ છોકરા ને એક બે છોકરીઓ છે તે પોતાની પાછળ અસ્વારી ઉતાવળી ઉતાવળી આવતી હતી તેથી મોર મોર આવતો હતો તેને જોઇને નાકામાં પેઠો પણ હાંસલાને નાકાવાળાએ રોકયો ને અસ્વારી નીકળી આવી.

**વાઘરણ**—ત્યારે તો છોકરાં ભુખ્યાં સુવેજકની. વાંઝીયાનું સવારમાં મોં ન જોઇએ તો શુકન તો લેઇયેજ કેમ ?

**વાઘરી**—રાંડ, હલવી. કોક સાંભળશે. રાજા અવળી ઘાણીએ ઘાલી તેલ કાઢશે.

**કરણ**—( મનમાં ) ભલા ભગવાન! જો એક પુત્ર વિના મારો ભવ હાંસલા ઓળગાણાથી પણ હું ગયો. પણ તેમાં આ બિચારાં

રાંકોનો અપરાધ નથી. હું સામો મળ્યો ને તેમના હાતણના ભારા એમજ રહ્યા ત્યારે કહેજકની ! જેમ જેમ વસ્તિમાં જતો જઈશ તેમ તેમ આવીજ વાતો કાન પર આવશે ને તેથી મારા મનને વ્યાધી વધતી જશે માટે હવે તો કોઇ જંગલમાં નીકળી જઇયે. અહોહો ! આ ચાલતાં ચાલતાં પણે અજવાળું શેનું દેખાયછે ? અરે ! એતો મહાદેવનું મંદિર જણાયછે. માંહી દીવો બળેછે. અહાહાહા ! આટલી રાતે તેમાં પુરૂપ ઉભો છે તે કોણ હશે ? અરે હાથમાં ચકચકતી તરવાર રહી ગઈ છે ને મસ્તક કાપી મહાદેવને ચડાવવાની તઇયારીમાં હોય એમ લાગેછે. ચાલ જીવ, ઝટ ત્યાં દોડી પોહોચિયે. (એમ કહી મોટેથી) હં ! હં ! એ માનવી તું મરીશ નહીં.

(જોગીરામ—આશપાશ નજર કરતાં રાજાને આવતો જોઇને શરમાઇ ઉભો થઇ રહેછે. રાજા આવી તેના હાથમાંથી તરવાર લઇ લે છે.

**જોગીરામ**—અરે રાજાજી, આ વખત મને મરતાં રોકશો નહીં.

**કરણ**—અરે ભાઇ, તું કોણ ભૂત છે કે ભૈરવ છે કે કાળા માથાનો માણસ છે તે કહે.

**જોગીરામ**—અહો રાજાજી ! હું ભુત નથી, ભૈરવ નથી. પણ આપના નગરનો બ્રાહ્મણ જોગીરામ છું.

**કરણ**—ત્યારે મરછ શા માટે તે કહે.

**જોગીરામ**—અહો ગુર્જરાધિપતિ ! મારે પેટ પુત્ર નથી. માટે હું આંઇ ૭ દિવસથી મહાદેવ ઉપર તપ કરૂંછું ને આજે મારે સાતમો અપવાશ થયો પણ મહાદેવ તરફથી કાંઇ ફળ પ્રાપ્ત થયું નહીં માટે મરૂંછું.

કરણ—અહો મહારાજ, તમારા અદૃષ્ટમાં નહીં હોય તેમાં મહાદેવ શું કરે?

જોગીરામ—પુત્ર ન હોય તો પુત્રીજ આપે. પણ એ આપશે ને હું લઇશ.

કરણ—તમે પણ મગત બરાબર ઝાલ્યો, એટલું તમારે શું ભોગવવાનું છે?

જોગીરામ—અહો રાજાજી, પુત્ર કાંઇ મીલકત ભોગવવા સારૂં નથી પણ સાંભળ.

રાગ સોરઠ.

"રતનાર નેનાં જાકે" એ રાગ.

દુખિયાંને મરવા દીજેરે, અધિનાથ ના નહિ કીજે; ટેક.
બાળપણામાં લાડ લડાવા, લાલન માગી લીજેરે, દુખિ૦ ૧
જનોઇ આપી જશ વરતાવી, લાવ લિવા કરિ લીજેરે; દુખિ૦ ૨
વૃદ્ધપણે નહિં શકિત વપૂમાં, કામ કશું નવ સીજેરે; દુખિ૦ ૩
એ સમયે સેવાની આશા, શિવ શંભૂ જો રીઝેરે; દુખિ૦ ૪
પિંડ મુકીને શ્રાધ સરાવે, દે શુભદાન વળી જેરે; દુખિ૦ ૫
બળે સુત વિણ સ્મશાન સુનાં, કયાં જઇ એ દુઃખ કીજેરે; દુખિ૦ ૬
મોત ભલું એ કરતાં મહિપતિ, નેટે નરક પડાજેરે. દુખિ૦ ૭

કરણ—અહો મહારાજ, શું પુત્ર વિના સ્વર્ગમાં પણ ગતિ નથીજ?

જોગીરામ—હા, રાજાધિરાજ. છે તો એમજ.

કરણ—(મનમાં વિચારીને) અહો બ્રહ્મદેવ, તમે ધીરજ ધરો. કહેવત છે કે ધીરજનાં ફળ મીઠાં. જુઓ મારે પણ કયાં છે? આને હવે ઇશ્વર તમને આપશે.

**જોગીરામ**—મહારાજ, ગમે તેમ કરોં પણ હું તો દેહ ત્યાગ કરીશ.

( એમ કેટલીક વાર રગઝક થયા પછી. )

**કરણ**—અહો બ્રહ્મદેવ, તમે છ મહીના ધીરજ રાખો. જો કાંઇ હવે કરો તો તમને આ શિવશંભુના સમ છે.

**જોગીરામ**—વારૂં રાજાધિરાજ. હું મોટાનું વચન માન્ય કરી હાલ જાઉંછું પણ પછી તમારે કહેવાપણું રેહેશે નહી.

( કહી જાયછે. )

**કરણ**—અરે એને તો અત્યારે ઇશ્વરે બચાવ્યો પણ હું એથી ક્યાં જુદો છું ? જે દુખ એને છે તેજ મારે છે. એટલે હવે ઉંઘ આવવાની નથી પણ જરા વિશ્રાંતીશાળામાં જઇ બે ઘડી પડી રહું. અને દિવસ ઉગે તો પાંચ પડિતોને ભેગા કરી પુછું.

## રાગ.

### "નારાયણ નરશીંહ નરોતમ" એ રાગ.

સુત લહેજત સંસાર તણી છે, તેવણુ આ ભવ ફીકોરે; ટેક.
સુજે ધંધા કદી સાંમટા, મના કરે મન કરવારે;
લ્હેર લક્ષ્મિની હોય લાગતી, પણુ ચાહે પરહરવારે; સુત૦ ૧
મેડી માળ ને ગોખ જરૂખાં, ચિત નવ ચાહે ચણુવારે;
શું કરવું છે કો જન ખાશે, શબ્દ પડે એ શુણુવારે; સુત૦ ૨
રાજપાટ સઉ ફીકાં લાગે, ભોજન ફીકાં ભાણેરે;
આવ્યો ગનખો કાઢ્યો એળે, જગત બધી મન જાણેરે; સુત૦ ૩
હાથી ઘોડા બાગ બગીચા, પેદળનો નહિ પારરે;
એક સૂત વિન સુનું સઘળું, સુનો આ સંસારરે; સુત૦ ૪

સામા આવ્યા શુકન જુએ નહિ, પેખે મુખ ન પ્રભાતેરે;
વિશ્વંભર તું વાંઝિયા મેણું, કરીને ટાળ કૃપા તેરે;     સુત૦ ૫

(કહી જાયછે)

પડદો પડયો.

——

# प्रवेश २ जो

## પાત્ર.

ઉદયામતિ—કરણની મા.

દાશી—ઉદયામતિની.

પાછળથી કરણ.

## સ્થળ

ઉદયામતિનો મહેલ.

**ઉદયામતિ**—(દાશી પાણીનું બેડું ભરી આંખ ચોળતી આવેછે તે જોઇને) અહો દાશી આટલી બધી દીલગીર શી ?

**દાશી**—અહો માતુશ્રી, કાંઇ નહીં. કહેતાં જીભ ઉપડતી નથી.

**ઉદયામતિ**—નહિ નહીં. બોલ, કહી દે.

**દાશી**—અહો માજી, શી વાત કહું ?

રાગ "જફાવો સિતમ"

કશી વાત માતા કહું આપને,
દેવાય ગળણું ન મુખ ગામને;     ટેક.
કરે વાત રાજા અને રાંકની,

ચડે રિશ નહિ પણ દિલ દાઝની; કશી૦ ૧

**ઉદયામતિ**—કહે, કહે. હું જાણું તો ખરી.

**દાશી**—અહો માતુશ્રી, આજે હું પાણી ભરવા ગઇ ત્યાં એક છો- કરીની ઈઢોણી ખોવાઈ. તેનો એક બાઇડી ઉપર વહેંમ આ- વતાં તે છોકરી રોઇ પડીને તેને ગાળો દેવા લાગી.

**ઉદયામતિ**—પછી.

**દાશી**—જે બાઇડીપર ચોરી ચડી તે પણ રોઇ પડી ને કહેવા લા- ગી કે બાઇ મારે તારી ઈઢોણી શું કરવી છે. જો આ ક્ષેમરાજની સમ્મતિથી ભીમે પાટણનું રાજય કરણને આપ્યું પણ તેને ભલું કયાં થયું? કુવર કયાં.

**ઉદયામતિ**—ખરૂ, એણે ખોટું શું કહ્યું?

**દાશી**—ક્ષેમરાજને આપણે કાઢી કયાં મુકયાછે?

**ઉદયામતિ**—કાઢી ન મુકયા પણ ગાદીનો હક ક્ષેમરાજના કું- વર દેવપ્રસાદનો થાય ત્યાં એક દધિસ્થળી આપી એ શું વધારે છે?

**દાશી**— "જફાવો સિતમ"

અહો માતુશ્રી એ જવા ઘો વિચાર,
કરો કાંઇ એવું જે પ્રગટે કુમાર; અહો૦ ટેક.
મહારાજ થાય કરણ પુત્રવાન;
નહીં ભાગ્યશાળી કો આપ સમાન; અહો૦ ૧

**ઉદયામતિ**—અરે એ વાતની કાંઈ મને થોડી આપેક્ષા હશે, પણ અહો દાશી, આજે પ્રભાતના પ્રણામ અરથે હજુ કરણ કેમ ન આવ્યો.

**દાશી**—અહો માતુશ્રી, હજી નિત્ય નિયમનો વાર છે, કરણ મહારાજ ચુકે તેમ નથી.

**ઉદયામતિ**—

**"પ્રભુ મહેર કર હમ ઉપર" એ રાગ.**

અરે પ્રભુ પુત્ર રત્ન પુત્રને આપો;
થિર ભાગ્યશાળી કરી મુજને થાપો; અરે૦ ટેક.
ઘાંચી ગોલા કોળી નાળી ભીખારીઓને;
પાંચ પાંચ સાત સાત તેં દીધા જોને; અરે૦ ૧
ફરે નાગા ભૂખ્યા અન્ન વસ્ત્રના ટોટા;
એવાના ભર્યા પડયા છે અગણિત ઓટા; અરે૦ ૨
આ જો આખી રાજધાની મારા પુત્રની;
એક પુત્ર રત્ન વિના તે હશે સુની; અરે૦ ૩
કાળા મટી ધોળા થયા કેશ કુંવરના;
મારા તો દેખું છું નજરે દહાડા આખરના; અરે૦ ૪
મરતાં મરતાં જોઉ મુખ પૌત્રનું;
જીવ ગતે જાય ને ભાગ્યશાળી બનું; અરે૦ ૫
પુન્યશાળી પાટણની મારી છે પ્રજા;
એક જીવ આપી એને કરાવ મજા; અરે૦ ૬
સેજમાં રૂબાહો પાલણાના કચુડાટ;
દીઠી નહિ ખોળામાં ખુંદણ જિવતર ઉઠયુ વાટ. અરે૦૭

(એવામાં ઓચીંતો કરણ પ્રવેશ કરેછે તેને જોઈ ઉદયામતિની આંખ પાણીથી ભરાઇ જાયછે તે જોતાંજ જેમ સીંહ તલપ મારે તેમ એકદમ તરવાર ખુલ્લી કરી મોટી ચીશ પાડી કરણ પોતાની મા-

તુશ્રીના પગ આગળ માથુ નાંખી દઇ નમન કરી બે હાથ જોડી બોલેછે. )

કરણ—અહો માતુશ્રી, આપનાં સ્નેહભીંજીત નેત્રો સજલ થયેલાં જોઇ મારા શરીરનું રૂવાડેરૂવાડું ખડું થઇ ગયુંછે. પગથી શિખા સુધી જવાળા વ્યાપી ગઇ છે. જો શેષ નાગ આપનું દિલ દુખાવી પાતાળમાં પેઠો હોય તો આ ધરતી ધ્રુજાવી તેને ખુલ્લો કરી દાઢ પકડી મણી હીંત કરૂં અને આકાશ વાશી ઇંદ્ર કદી આપનું દિલ દુખાવી ગયો હોય તો આકાશ જમીન દોસ્ત કરી તેને ઇંદ્રાસન ઉપરથી ગબડાવી હેઠો પાડું તો પછી આ લોકમાં આપનું દિલ દુખાવનાર રહેજ કયાં ?

હું આપ જેવાં ખરેખરાં ક્ષત્રીપુત્રીનું પયપાન કરી મોટો થયો છું તે કોઇ વાતે પાછી પાની દેનાર નથી. (એમ કહી હાથ પગ પછાડી સહતરવાર ઉભો થઇ જાયછે ને બોલેછે )

કરણ— રાગ.

શુણો માતુ અરજ કરૂં એક, પાછી પાની તે કેમ દેશું રે;
તનમાં ક્ષત્રીનો રાખી ટેક, પાછી પાની તે;
કદી પશ્ચિમ ઊગે સૂર્ય, પાછી પાની તે;
કદી ધ્રુવ ડગી જાય દૂર, પાછી પાની તે;
કદી મેરૂ ચળે મુજ માત, પાછી પાની તે;
કદી આઝા તજે નિધિ સાત, પાછી પાની તે;
છું હું ઉદયા માતાનો તંન, પાછી પાની તે;
ધરણી તે કહે જેને ધન્ય ધન્ય, પાછી પાની તે;
ભડ લાજે પિતા મારો ભીમ, પાછી પાની તે;

કલંક કુળને બેસવા દઉં કેમ, પાછી પાની તે;
છું હું સોલંકી કુળનો સુત, પાછી પાની તે;
બીજો કોણ છે માઇનો પુત, પાછી પાની તે;
સામા આવે ભલે શત કોડ; પાછી પાની તે;
જેની જગમાં જડે નહીં જોડ, પાછી પાની તે;
મારી એક આ છોટી તરવાર, પાછી પાની તે,
ફરશુની ફરશીના થા ભાર, પાછી પાની તે;
માતુ બોલો બોલો કરો ગહેર, પાછી પાની તે;
મને જીવતું થઇ પડયું ઝેર, પાછી પાની તે.

ઉદયામતિ—ધિરજ રાખ, બેટા.

**"શૌમીત્રી શોચનો ત્યાગ કરો હવેરે" એ રાગ.**

નથી કોયે દૂભી બેટા કરણ ગતે;
એવડો તું શાને માટે શોચછ મને, નથી૦ ટેક.
શુરવીર સુત તારા જેવો કયાં થશે;
જે ક્ષત્રાણી તણી કુંખને શોભાવશે. નથી૦ ૧
પુત્ર કાલ તુજ મસ્તકે એક મેં પળી;
જોયું તેની શરીરમાં જવાળા થઈ ખડી. નથી૦ ૨
મારા આખરના દહાડા વેગળા નથી;
પૌત્ર ન અદ્યાપિ પામી કહું શું કથી. નથી૦ ૩
સુજતું નથી જે પુત્ર હવે શું કરૂં;
બા! એ શોચમાં હું નિર નયણે ભરૂં. નથી૦ ૪
નિર ભરી વાત્ર મેં રચાવી જે સારી;
જાણ્યું હારૂં જન આંતરડી તો ઠરે મારી. નથી૦ ૫

એક બીજીથી અધિક રૂપ ગુણમાં;
રાણીયો છે રૂપાળી તે રંગ મ્હેલમાં.　　નથી૦ ૬
પંડિતો બોલાવી અને પુછવા ધારૂં;
વારે વારે એજ મારા વ્હાલા વિચારૂં.　　નથી૦ ૭

કરણ—(એકદમ તરવાર મ્યાન કરીને]
વારૂ, માતુશ્રી! જેવી ઇચ્છા.

"છે જન પાળક ટાળક દુખનો" એ રાગ.

હે મમ માતા, સુખની શાતા;
અરજ કરૂં તે ઉર ધરો;
જે ઇશ્વર આધિન રહી,
એનો કરવો કદિ શોચ નહીં;
કરે એટલો ફોકટ જાય,
અંતે જગમાં હાંશી થાય;
શોચ તજી મન મોજ કરો;　　હે મમ૦ ટેક.
મેં ચકવે ગુજરી રાજ કર્યું,
પદ મહારાજ અધિરાજ ધર્યું;
મેં તાબે કીધો મેવાસ;
તિલભર જ્યાં નહિ પ્રભુનો ત્રાસ;
ભિલ આશાનો કીધો નાશ;
ત્યાં પણ માતા હું ન ડર્યો;　　હે મમ૦ ૧
ગાધપુર એક પટ્ટણ એક નવું;
કરણાવતિ તો બીજું કવું;
નવાં વસાવ્યાં એ બે શ્હેર,

લક્ષ્મીની જ્યાં મ્હોળી લ્હેર;
મોટાં ચ્યાર રચ્યાં મંદેર;
વિધ ભલી પૈશો વાવર્યો; હે મમ૦ ૨
એક કૌચરવ બિજું જયંતી તણું,
શુભ કરણેશ્વરનું ત્રીજુ ચણ્યું;
કીધું ચોથું કરણ વિહાર;
કહીએ મરજી જગ કરતાર.
શા વિધિ હશે લખ્યા સંસ્કાર;
માતુ મને સંતોષ ધરો, હે મમ૦ ૩

ઉદયામતિ—ના, બેટા! એમ થાય નહીં. બને તે ઉપાય કરવા પછી પ્રારબ્ધ—મેં આવતી કાલે તારી જનમોતરી જોવરાવવા નકકી કરયું છે માટે મુંજાળ વગેરે પ્રધાન મંડળને અને સહદેવ જોશી રામ પંડીત શુક શાસ્ત્રી વગેરે આપણા નગરના વિદ્વાન બ્રાહ્મણોને સવારમાં આંઇ આવવા આમંત્રણ મોકલાવજે. જોજે ભુલીશ નહીં.

કરણ—વારૂ, આજ્ઞા. માતુશ્રી (કહી જાયછે.)

પડદો પડયો.



# प्रवेश ३ जो.

## પાત્ર

ઉદયામતિ—કરણ અને દ્વારપાળ.

સામંત } —રાજયના પ્રધાનો.
ઉદા }

મુંજાળ—મંત્રી ( ખાનગી કારભારી )

શુકશાસ્ત્રી }
રામપંડિત } —પાટણના પંડિતો.
સહદેવ જોશી }

પાછળથી ચતુર ચિતારો.

## સ્થળ

### ઉદયામતિનો મહેલ.

ઉદયામતિ—અહો! બેટા કરણ! પછી ગઇ કાલે પ્રધાન મંડળને અને શુકશાસ્ત્રી વગેરેને આજનું આમંત્રણ કહેવરાવ્યું હતું કે ભુલી ગયો!

કરણ—ના, માતુશ્રી. કહેવરાવ્યું છે. તેઓ આવતા હશે.

દ્વારપાળ—( ઓચીંતો આવીને ) અહો માતુશ્રી, નીચે પ્રધાન મંડળ અને બ્રહ્મસમાજના પંડીતો ઉભા થઇ રહ્યા છે.

ઉદયામતિ—ભલે આવવા દો. ( અનુક્રમે સઉ આવી નમન કરી બેસેછે. એટલે ) અહો પ્રધાનો! કરણને અદ્યાપિ સુધી પુ-

ત્રનું ફળ ઈશ્વરે આપ્યું નહીં ને મારી પણ હવે વૃદ્ધા- વસ્થા થઇ તેથી આજે કુંવરની જન્મોતરી જોવરાવવા આ પંડિતોને બોલાવ્યાછે.

સામતુ—સારૂં છે, માતુશ્રી. એમજ જોઇએ.

ઉદયામતિ—અહો બેટા કરણ! બચ્યા ભૂદેવોની પંચામૃતવડે પુ: જાં કર ને હાર પહેરાવ.

કરણ—આજ્ઞા માતુશ્રી; (કહી પૂજા કરી હાર પહેરાવે છે.)

ઉદયામતિ—(બ્રાહ્મણોને.)

લાવણી.

"સુકૃત કરના હોય સો કરલે." એ રાગ.

કેમ ન થાય કુમાર, કુંવરને કેમ ન થાય કુમાર;
શા ચોઘડિયે જન્મ કુંવરનો, કિયું લગ્ન નિરધાર, કુ૦કે૦
કાલ પળી એક કુંવર મસ્તકે, જોતાં ઉપજી ઝાળ;
આખરના દહાડા પણ આવ્યા, મારા નથી લગાર,
મારા નથી લગાર.　　કુંવરને૦ ૧
કહો નડેછે કિયા ગ્રહો ને, કોણ પાપ મોઝાર;
પ્રશ્ન ઉપરથી લગ્ન લહો ને, જનમોતરી વિચાર;
જનમોતરી વિચાર.　　કુંવરને૦ ૨
કહિ તેનું પ્રાશ્ચિત કરાવો, કરે રીઝ કરતાર;
તમ આશા અમ આશ પુરાતાં, પુરશે કરણ કુમાર;
પુરશે કરણ કુમાર. કુંવરને૦ ૩

સામપંડિત—રાજમાતા, બ્રાહ્મણનાં છોકરાંને રોજ મિષ્ટાન જમાડ઼ો એટલે બધાં સારાં વાનાં થશે.

**સહદેવ જોશી**—અરે ભૂદેવો! ક્યાંઈ રાજસભામાં ગયા છો કે ગયા નથી! કાંઇ વેળા લ્યો, જનમોતરી જુઓ. પછી મિષ્ટાન. કોઇ કલ્પવૃક્ષ નીચે ભૂખ્યો મુઓ છે?

**શુક શાસ્ત્રી**—સહદેવ જોશી ખરી વાત કહેછે, એમજ છે. લ્યો. વેળા લ્યો. ( સહુ વેળા લેવા મંડી જાયછે ને વિચાર કરેછે )

**ઉદયામતિ**—કહો રૂપિયો, કેમ છે?

**રામ પંડિત**—જવાબ દ્યો શુકશાસ્ત્રી! જાણવામાં તો બધાયને આવી ગયું.

**શુકશાસ્ત્રી**—હા, પણ આપણામાં સહદેવ જોશી વૃદ્ધ છે તે કેહેશે.

**સહદેવ જોશી**—કહો ભૂદેવો! આપણે માળાના મણકા બધાય સરખા છીયે ને હવે તો વળી અવસ્થા થઇ.

**રામમપંડિત**—અવસ્થા થઇ તોય તમે.

**શુકશાસ્ત્રી**—હા ભાઇ, ખરી વાત છે. બીજો કોણ કહેશે. કેનો ભાર છે. ( કેટલીક રગ ઝગ થયા પછી. )

**સહદેવજોશી**— **તોટક.**

ફળ જોતિષ્યનું અહોં માતુ કહું,
જનમાક્ષર છે બળવાન બહુ;
સહુ રાણિ દરેકની રાશિ ગણી,
કરિ સાથ મુકાબલ રાય તણી. ૧
કહુઁ એક કુમાર ખચિત થશે,
પણ રાણિ જરૂરજ બીજિ હશે;
દિશિ દક્ષિણ દાયક લાભ તણી,
નિકળ્યો જન ત્યાં થકિ આપ ભણી. ૨
ઘડિ અત્ર સમે વળિ આ સ્થળમાં,

મુજ માતુ જુઓ નજરે પળમાં;
મુજ વેણુ ન વ્યર્થ કદાપિ જશે,
ખુબ બ્રાહ્મણને મિષટાન હશે.     ૩

**રામ પંડિત**—જોશી, દક્ષિણાનું ભુલી ગયા.

**શુક શાસ્ત્રી**—એ તો મિષ્ટાનમાં આવી ગઈ. કાંઇ લૂખાં મિષ્ટાન હોય ? દક્ષિણા વગર લૂખાં કહેવાય.

**ઉદયામતિ**—અહો ભૂદેવો, જો એમ થયું તો તમને હું ખુબ મિષ્ટાન જમાડીશ ને દક્ષિણા પણ ખરી. પછી કાંઈ ?

**દ્વારપાળ**—( ઓચીંતો આવીને ) અહો માતુશ્રી ! એક ચિતારો કાંઈ ભેટ લઇ આવ્યોછે.

**ઉદયામતિ**—ભલે આવવા દ્યો. ( ચિતારો આવી નમન કરી બેસેછે એટલે તેનો પરદેશી પોષાક જોઇ સૌ તેના સામું જોઇ રહેછે. અને) આવો ચિતારા ! કિયો મુલક ને તમારૂં નામ શું ?

**ચતુર ચિતારો**—હું દક્ષિણમાં કર્ણાટક દેશમાં રહુંછું, ને મારૂં નામ ચતુર ચિતારો છે. ( એ સાંભળતાંજ પ્રધાન મંડળ એક બીજાના સામું જોઇ રહેછે અને બ્રાહ્મણો પરસ્પરમાં કાનમાં વાત કરવા વળગી જાયછે. )

**ઉદયામતિ**—આંઇ આવવાનું કારણ ?

**ચતુર ચિતારો**—થોડા મહીના પર કરણ મહારાજની છબી લઈ એક જઇનસુરી સાધુ અમારે ચંદ્રાપુર નગર આવ્યા ને જયકેશીને ભેટ કરી ત્યારે અમે પણ કસબી લોક છીયે તે મનને એમ થયું કે જયકેશી મહારાજની છબી પાટણ જઈ કરણ મહારાજને ભેટ કરીયે.

**ઉદયામતિ**—ખરા જયનસુરી, અમારા ગુરૂ છે. પછી રાજાજીયે ક-રણ મહારાજની છબીનું શું કર્યું?

**ચતુર ચિતારો**—માથે ચડાવી.

**ઉદયામતિ**—એમ! વારૂ, કયાં છે જયકેશી મહારાજની છબી.

**ચતુર ચિતારો**—લ્યો, માતુશ્રી. આ રહી. (કહી આગળ મુકેછે. તે ઉદયામતિ હાથમાં લેઇ જુએછે ને જોતાં જોતાં જયકેશી પાસે મીણલદેવીનું ચિત્ર જોવામાં આવતાં.)

**ઉદયામતિ**—ચિતારા! આ કોણ છે?

**ચતુર ચિતારો**—માતુશ્રી! એ જયકેશીની કુંવરી મીણલદેવી. તેને માટે ઈંદ્રનાં પણ માગાં આવ્યાં હતાં, પણ તેણે ના કહી. ને હજી કુંવારી છે.

**ઉદયામતિ**—(એ સાંભળતાંજ જોશીયે કહેલી વાત ઉપર ચિત્ત દોડી જતાં) વાહ! વાહ! ચિતારા. ઠીક કર્યું, જયકેશીનું નામ સાંભળી અમારા કાન પવિત્ર થયા. વારૂ, આ નૃત્ય કરે છે તે કોણ છે?

**ચતુર ચિતારો**—માતુશ્રી, એ સાક્ષાત લક્ષ્મીજી છે તે જયકેશી મ-હારાજ આગળ આઠ પહોર નૃત્ય આદરેછે.

**ઉદયામતિ**—અરે મીલણદેવી આગળ એ લક્ષ્મીજીનું તેજ પણ ઝાં-ખુ પડેછે.

**ચતુર ચિતારો**— **ગજલ.**

**(ઇંદ્રસભાની ઢબની.)**

મહેલમાંથી મીલણ આવે, જો અગાશી માંય;
વેગે ચાલી વાદળમાં, સુર્ય શશિ છુપાય;

મિણુલ અમૃતથી ભરી, જે રહ્યું શેષ નિદાન;
અમર સૌ અમ્મર થયા, પ્રેમે કરી તે પાન.
નાગ કન્યા મીલણુ નિરખી, પેઠી જઇ પાતાળ;
અપ્સરા ત્યાં શું બિચારી, ઇંદ્ર ખેરે લાળ;
ધમક પગની તે ધ્રુંજાવે, ધમધમાટ ધરા;
સ્તબ્ધ મુની ધ્રુવ ગયા થઇ, જોઇ સુંદરા.

**ઉદયામતિ**—અહો પ્રધાનો, ચંદ્રાપુર નગર છેટે પડયું, નહિ તો આપણે કોઇક મિષે પણ જોઇ લેત.

**મુંજાલ**—(ઉદયામતિનું મન લલચાઇ ગયું જાણીને ) જોવાની કાંઇ જરૂર નહિ, માજી! એમાં આ કસબી લોકોનો કાંઇ સ્વાર્થ નથી. જો ગરજી હોય તો આ ચતુર ચિતારો પણ આપણોજ છે. તેનાથી તજવીજ ચલાવિયે.

**ચતુર ચિતારો**—જીહા, માતુશ્રીની ઈચ્છા હોય તો મને આજે ને આજે કાગળ લખી આપો. મારે મન આ રહ્યું. ચંદ્રાપુર નગર કાંઇ છેટું નથી.

**ઉદયામતિ**—કેમ બેટા કરણુ! (કરણુ શરમાઈ નીચું જુવેછે એટલે તેને આ વાત ગમતીછે એમ જાણીને) વારૂ મુંજાલ, ચિતારાને કાગળ લખી આપીને કાલે પાછા રવાને કરજો ને હાલ ઉતારા વગેરેનો બંદોબસ્ત કરી આપો.

**મુંજાલ**—અહો દ્વારપાલ! ચિતારાને ઉતારા વિગેરે અપાવો.

**ચિતારો**—વારૂ, માતુશ્રી. હાલ રજા લેઉંછું. (કહી દ્વારપાળ સાથે જાયછે.)

**મુંજાલ**—અહો માતુશ્રી, સહદેવ જોશીનો ટપ્પોતો પાંશરો પડયો.

**ઉદયામતિ**—હા. આપણા નગરમાં સહદેવ જોશી નહીં હોય ત્યારે એમની મોટી ખોટ પડવાની.

**રામ પંડિત**—ખરૂં રાજમાતા, શુકનશાસ્ત્રીનું પણ એમજ કહેવું છે.

**સહદેવ**—અહો માતુશ્રી, હવે બ્રાહ્મણનાં છોકરાંને રાજી કરો.

**ઉદયામતિ**—અહો બેટા કરણ! સહદેવ જોશી વગેરે બ્રાહ્મણોને પાકાં શીધાં ને પાંચ પાંચ મહોર દક્ષિણાની.

**સહદેવ**—ના માતુશ્રી, હું તો પાંચ મહોર નહીં લેઉ રહેવાદો ત્યારે.

**ઉદયામતિ**—અરે હજી તો વાતોની વાતો છે. જ્યારે પુરેપુરો તુકકો મળશે ત્યારે જો જો.

**સહદેવ**—એતો હવે જોયુંજ પડયું છે. કયાં વાર છે. જો જો. આ રહયા અમે ને તમે.

**ઉદયામતિ**—( મુંજાલના સામું જોઇને ) વારૂ, જેમ સહદેવ જોશી રાજી થાય તેમ કરજો.

પડદો પડયો.

સઉ જાય છે.



# પ્રવેશ ૪ થો.

## પાત્ર

**રાજા કરણ, દ્વારપાલ અને પ્રધાન મંડળ પાછલથી ચિતારો.**

**સ્થળ કચેરી ભુવન**

દ્વારપાલ છડી પોકારતો આવેછે, રાજા સિંહાસન ઉપર બીરાજે છે. અને પ્રધાન મંડળ અનુક્રમે જેમ જેમ આવતું જાયછે તેમ

તેમ તેનું નામ લઇ દ્વારપાલ છડી પોકારતો આવેછે ને સૌ વંદન કરી બેસતા જાયછે. પછી )

કરણ—અહો સામતુ, આપણો રાજવહીવટ કેવી રીતે ચાલેછે?

સામતુ—અહો રાજાધિરાજ, ચોર હરામખોર આપણી હદમાં છેજ નહીં ને કદાચ કોઇ તેવો જાહેર થાયછે તો તેને હદપાર કરવામાં આવેછે. અહિંસાધર્મ સર્વ જગાએ પ્રવર્તાઇ રહેલોછે. ખંડિયા રાજાઓ એક અવાજે આપણા હુકમને માન આપેછે. સંક્ષિપ્તમાં અજા સિંહ એક આરે જળ પ્રાશાંન કરેછે તેમ કોઇ કોઇનું નામ દેતું નથી.

કરણ—સાબાશ પ્રધાના સાબાશ. વારૂ ઉદા! તમારા ઉદન વિહાર અપાશરાનું કામ પુરૂં થયું કે નહીં!

ઉદા—જી, ના. અદ્યાપિ ચાલેછે. તેમાં પણ દેશ દેશના ડીયા, ચિતારા આવેલાછે. આપણી હદમાં તો જેટલા મજુર કારીગરો છે તે સઘળા તેમાંજ રોકાઇ ગયા છે. મતલબ રોજી વગર કોઇ પણ માણસ આપણી હદમાં રહેલો નથી.

કરણ—અહો સુંજાલ! ઉદા એ ચિતારાનું નામ દેતાં આપણે ત્યાં આવેલો કર્ણાટકનો ચિતારો મને યાદ આવ્યો. તેને માતુશ્રીની આજ્ઞા પ્રમાણે આજે આપણે શીરપાવ આપી કાગળ સાથે રવાને કરવાનો છે. લાવો, પેલી છબી કયાં છે?

સુંજાલ—લ્યો મહારાજ આ રહી. ( એમ કહી છબી કરણ મહારાજના હાથમાં આપેછે તે લઇ એકી નજરે કરણ મહારાજ જુએ છે. )

કરણ—વાહવા. શું ઇશ્વર કાળા માથાના માનવી ઉત્પન્ન કરેછે?

બસ. અહો દ્વારપાળ! પેલા ચિતારાને બોલાવ.

**દ્વારપાળ**—જી, રાજાધિરાજ. ( કહી જાયછે ને ચિતારાને તેડી લાવે છે. તે વંદન કરી બેસેછે. એટલે )

**કરણ**—ચિતારા, આ કાગળ ખુદ મીણલદેવીને આપજો. ને તરત વળજો. તમારા આવતા સુધી મારી દ્રષ્ટિ કર્ણાટક તરફ રહેશે.

**ચિતારો**—બહુ સારૂં. રાજાધિરાજ. એને પણ એમજ છે. ( એમ કહી કાગળ લઇ ચંદ્રાપુર નગરથી લાવેલું નાળીયેર આગળ ધરીને. )

**ચિતારો**— **રાગ ઝીંઝોટી જંગલો.**

" પનિયાં મે કસે ભરૂં મોરી છોટી નનદિયાં. એ ચાલ.

આ ફળ આગળ હું ધરૂં; રાય મોરારે;
સ્વિકાર એનો સ્નેહથી કરિયે. ચંદ્રાપુર પછી વીચરૂં. રાય૦
આપ્યું જયકેશી મહારાજે, હવે પ્રસિદ્ધ એ હું કરૂં; રાય૦
જે ભેટ જીનસુરીજીએ કીધી, આપ કેરી છબી તણી; રાય૦
પેખી પરોક્ષ તે મીણલદેવી, મોહિત થઇ ગુરજર મણી; રાય૦
વૈર દ્વવી નિંદ્રાથી વસાવ્યું, આંખ ભેળી ના કરે હવે; રાય૦
આખડી અન્ન પાણીની લીધી, માળા તમારી ફેરવે; રાય૦
સરખી સાહેલીમાં રમતાં, આપ ઉડાડે કાગડા; રાય૦
આપ તણું તે નામ લઇને, છોજી મીણલ મન જડયા. રાય૦
એ વરિ ચૂકી આપની શૂખી, મને મોકલિયો આંય; રાય૦
જયકેશી પણ રાજી થયાછે, વર્ણન તેનું ન થાય. રાય૦

**રાગ નટ કેદાર.**

નૃપ મણીજ નરવર, માફજ કરો નૃપ મારા. નૃપ૦ ટેક.

અહો કરણ અહિં ગુજરાતમાં તો, હોયજ તારૂં નામ.
પણ દક્ષિણમાં આજ કાલ છે, નામ તુજ ઠામે ઠામ. નૃપ૦
વાસે વાસ અવાસે અવાસે, હાટે હાટ બજાર;
રાય કરણ ને મીણુલદેવી, એક અવાજે ઉચ્ચાર. નૃપ૦
બાળકિયો પણ રમત રમતાં, બે નામનાં ગિત ગાય;
વરયો મોટાં ગણે વિવાહની, રાજી રાજી થાય. નૃપ૦
વસ્ત્રાભૂષણ નવાં રચાવે, રંગાવે સઉ ઘરબાર;
દેશ દેશાવર માલ ખરીદી, ચાલેછે ધમઘોકાર. નૃપ૦
કઇક વેપારી ને વણીકનાં. વહાણ ઉપર વહાણ;
પ્રેમ સહિત નૃપ પરદેશીને, દેછે કરોડોનાં દાણ. નૃપ
દેશ દેશાવરના રજવાડા, તેથી જાણે તેહ;
રાય કરણ મીણુલદેવીનો, વિવા નિઃસંદેહ. નૃપ૦
બ્રાહ્મણનો બ્રાહ્મણ તે હું છું, ચિત્રનો છું ઉસ્તાદ;
એ શ્રીફળ માટે લઇ આવ્યો, છે મુજ આશિર્વાદ. નૃપ૦

એટલે કરણ ખુશીમાં આવી જોયછે. સભાજનો હર્ષની તાળીયો પાડેછે ને ચિતારા સહ ઉદયામતિ માતાને મેહેલ જવા રાજ સભા વિસર્જન થાયછે.

( પડદો પડયો. )



# प्रवेश ५ मो

## પાત્ર

**માતા ઉદયામતિ, દાશી, કરણ, દ્વારપાલ, પ્રધાન મંડલ, ચિતારો અને પાછલથી સહદેવ જોશી.**

**સ્થળ ઉદયામતિનો મહેલ.**

**દાશી**—અહો માતુશ્રી, કરણ મહારાજ પધારેછે ને પ્રધાન મંડલ પણ બધું સાથેજછે.

**કરણ**—(એટલામાં પ્રવેશ કરીને) અહો માતુશ્રી, વંદન કરૂં છું. (રાજા બેઠા પછી સઉ પ્રધાન મંડલ નમન કરી બેસેછે. )

**ઉદયામતિ**—(કરણને) ચિરંજીવો, બેટા.

**સામતુ**—માતુશ્રી, ચિતારો ચંદ્રાપુર નગરથી નાળીએર લઇ આવ્યોછે પણ મોટાનું કામ જેથી કરણ મહારાજે પત્ર લખી આપ્યા પછી રજુ કરયું.

**ઉદયામતિ**—વાહવા ચિતારા, તમારી ગંભીરતા. ભલે. દાશી, સહદેવ જોશીને બોલાવો.

**દાશી**—જી, આગ્ના માતુશ્રી. (કહી જાયછે ને સહદેવ જોશીને તેડી લાવેછે. જોશી નમન કરી બેસેછે.)

**ઉદયામતિ**—જોશી, આ ચિતારો ચંદ્રાપુર નગરથી નાળીએર લઇ આવ્યા છે તે જુઓ?

**સહદેવ જોશી**—અહો માતુશ્રી. એ ચિતારો ગઇ કાલે આવ્યા છે એજકની! જુઓ, બ્રાહ્મણનો શુકન ખાલી જાય? ( એમ ક-

હી ટીપણું ઉકેલી ગણવા વળગી જોયછે ને કહેછે. )જુઓ આ વળી બ્રાહ્મણના દીકરાનો બીજો શુકનછે કે આ ચોઘડીયે આ નાળીએર લ્યો ને તેમાંથી પુત્ર પ્રાપ્તિ ન થાય તો મારૂ નામ સહદેવ જોશી ખોટો ફરી, પાડું.

**ઉદયામતિ**—તથાસ્તુ, બ્રાહ્મણને વચને અને સુર્યની સાક્ષીએ) ફહી નાળીએર વધાવી લેવરાવવા તજવીજ કરેછે ને તે થઇ રહયા પછી ) અહો મુંજાલ, ચંદ્રાપુર નગર વસંત ચઢાવવા તમારે જવું પડશે ને કન્યા પણ સાથેજ લાવવી.

**મુંજાલ**—તઈયારછું માતુશ્રી.

(બાદ નોબત વગેરે વાજીંત્રો થાયછે, સાકર વેહેંચાયછે. ચિતારાને ફરીથી પોશાગ અપાયછે. અને સહદેવ જોશીને પણ દક્ષિણા અને પાકાં શીધાં આપી હસતે ચહેરે વિદાય કરેછે ને સભા બરખાસ્ત થાયછે.



# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

### પાત્ર.

**જયકેશી, પ્રધાન મંડળ, દ્વારપાળ**

પાછળથી

**ચિતારો અને મુંજાલ, રાજગુરૂ.**

**સ્થળ ચંદ્રાપુર નગરમાં કચેરી ભૂવન.**

**જયકેશી**—અહો પ્રધાનો, ચિતારાને પાટણ ગયે મહિનો થવા આવ્યો પણ હજી વળ્યો નહીં.

રાગ સારંગ.

રે કેમ પ્યારા પ્રધાન, ચતુર ચિતારો હજી નહીં આવ્યો;
લાવ્યો, નહિ કશિ ખબર નિદાન; રે કેમ૦ ટેક.
પળ પણ જાય હવે નહિ મારી, નજર નગર ભણિ છે રહિ ટાંગી;
ચતુર ચિતારો ચતુર સુજાણ છે, એને કયમ વાર લાગી;
ને કેમ નાવ્યો. રે કેમ૦ ૧

**પ્રધાન**—અહો મહારાજ. એક તો ગુજરાત કાંઇ આંઈ નથી અને બીજું મોટા રજવાડાનું કામ છે એટલે વાર પણ લાગે. બાકી ચતુર ચિતારો ગયો છે તે ભુલે તેમ નથી.

**"નાગન કે બચ્ચે નાગ ઉસે પ્યાર નહિ કરના." એ રાગ.**

વિલંબનું પરિણામ વસુધાપતિ,

ઉત્તમ ઉતરે એમાં સંશય ન રતિ;
જાણે થયું કામ જે વિલંબ જો થયો,
ગયો તેવો આવ્યો જો કો તર્ત આવીયો,

**દ્વારપાળ**—( ઓચીંતો આવીને ) અહો મહારાજ ચતુર ચિતારો આવી પહોચ્યો છે. ને તે અંદર આવવાની રજા માગેછે.

**જયકેશી**—વારૂ, આવવા દયો. ( દ્વારપાળ જઇ તેડી લાવે છે. ને ચતુર ચિતારો નમન કરી બેસેછે એટલે ) કેમ ચિતારા! ફતેહ?

**તુર ચિતારો**—જી હા. આપ મહારાજને પ્રતાપે પણ મારા સાથે પાટણનો પ્રધાન "મુંજાલ" વસંત ચડાવવાને આવ્યો છે તે બહાર છે માટે તેને ઉતારા વગેરેના બંદોબસ્તની મહેરબાની થવી જોઇએ.

**જયકેશી**—અહો પ્રધાનો, આપણો નવો મહેલ હમણાંજ તઇયાર થયો છે તેમાં ઉતારો આપો ને જોશીને બોલાવી વસંત ચઢાવવાનું મુહુર્ત જોવરાવો. શરભરામાં ચતુર ચિતારાનેજ રાખવા ઠીક પડશે.

**પ્રધાન**—જી, હા મહારાજ.

**જયકેશી**—દ્વારપાળ, એક પટાવાળો મોકલી પાટણના પ્રધાનને નવા મહેલમાં ઉતારો આપો.

**દ્વારપાળ**—આજ્ઞા મહારાજ. (કહી પટાવાળાને વરધી આપેછે.)

**જયકેશી**( ચિતારાને. )

**"ધનુષ્ય છટાયે ધર્યુંરે" એ રાગ.**

હું ખુશી થયો આજ ખુબ, ચિતારા તમો આવતાંરે;

વરસાદ પડે જોઇ વાટ, આ તમોને સંભારતારે;
સાથે લાવ્યા મુંજાલ પ્રધાન, ચિતારા;
તે તો તાકીને માર્યું નિશાન, આ તમોને.

**પ્રધાન**—ખરેખર ! ચિતારાએ ખુબ કામ કર્યું

( એટલામાં રાજગુરૂ આવેછે ને તે નમન કરી આશીર્વાદ દઇ બેસેછે.)

**જયકેશી**—અહો રાજગુરૂ ! આપણી મીલણદેવીને પાટણથી વસંત ચઢાવવા આવ્યાછે માટે કયું મુહુર્ત ઠીક છે તે જુઓ.

**રાજગુરૂ**—( ટીપણું જોઈને) અહો રાજાજી ! હાલ લાભ ચોઘડીયું બેસવાનું છે. એના જેવું બીજું એકે નથી ને દિવસ પણ આજનો ચોખો છે.

**જયકેશી**—અહો ચિતારા, ત્યારે તમે હાલજ જાઓ ને પાટણના પ્રધાનને ખબર આપી તેડી લાવો.

**ચિતારો**—વારૂ. રાજાધિરાજ ( કહી ચિતારો જાયછે.)

**પ્રધાન**—અહો મહારાજ. શહેરના શેઠ શાહુકાર, રાજના અમીર ઉમરાવ, માનકારી માણસોને બોલાવી કચેરી ભરી ઉત્સવ કરવો જોઇએ ને નોબત શરૂ કરી રીતથી બધું કરવું જોઇયે.

**જયકેશી**—હા પ્રધાના. ચિતારો આવતાં પહેલાં તે બધું થઇ જવું જોઈએ.

**પ્રધાન**—જીહા, મહારાજ.

**જયકેશી**—અહો દ્વારપાળ ! કોટવાળને ખબર આપો કે તે નગરમાં સઉને અસારમાં આપણી મીણલ ઓઢણી ઓઢનાર છે એવી ખબર આપે. શેઠ, શાહુકાર, અમીર, ઉમરાવ સઉને આ

મંત્રણ કરે ને તેમને ઘેરથી પણ સઉ કોઇ રાણીવાસમાં જાય.

**દ્વારપાળ**—આગ્ના, મહારાજ.

**જયકેશી**—અહો રાજગુરૂ તમે પણ પાછા કચેરીમાં આવજો. ને પ્રધાનજી તમે પણ નોબત વગેરેનો બંદોબસ્ત કરો. કેમકે હવે લાભ ચોઘડીયું બેરવાને વાર નથી. ને સર્વ કોઇ આવવાની તઇયારીમાં હશે.

પડદો પડ્યો.

સભા વિસર્જન થાયછે.



# પ્રવેશ ૨ જો.

## પાત્ર.

**જયકેશી અને રાણી. તથા દાશી**

**સ્થળ રંગ મહોલાત.**

**રાણી**—અહો દાશી. આંજે આ નોબતનો અવાજ સંભળાય છે એ તે શું? જરૂખેથી જો તો ખરી.

**દાશી**—( જરૂખા તરફ જઇ આવીને ) અહો બાઇ સાહેબ આજે અત્યારમાં કચેરી બરખાસ થઇ અને રાજાજી પણ આપણા મહેલ તરફ વળ્યા હોય એમ જણાયછે.

( નેપથ્યમાં ધણી ખમા મહેરબાનના અવાજો થાયછે.)

**રાણી**—અહો દાશી! રાજાજી પધારતા લાગેછે.

( એમ કહી સામી જાયછે ત્યાં જયકેશી પ્રવેશ કરેછે તેને નમન કરીને) પધારિયે, મારા પ્રભુ.

**જયકેશી**—અહો પ્રિયા, આજે પાટણનગરથી ચિતારો વળી આવ્યો અને ત્યાંનો પ્રધાન મુંજાલ પણ ઓઢણી ઓઢાડવા સાથેજ આવ્યો છે.

**રાણી**—અહો પ્રાણપતિ ! તમારા નામ પ્રમાણે તમારી જય થયેલી જોવાને હમેશાં આતુર છું.

**જયકેશી**—એમજ છે.

**"રાજા હું મેં કામકો, ઓર ઇદર મેરા નામ"**

એમજ છે પ્રિયા અહો તમો વિના આતુર;
કોણ હોય બીજું કહો ચંચળ ચપળ ચતુર;
ઓઢણિ ઓઢાડયા તણું, પણ મૂરત અત્યાર;
કરવા મોટિ કચેરિ મેં, સમજાવ્યા સરદાર;
ગોરિ ઘરોઘરથી અહીં, આવી મંગળ ગાય;
કોટવાળને તે કહ્યું, જેથી જાહેર થાય;
હમણાંથીજ શરૂ થયા, છે નોબતના નાદ;
સેના ઉભી સજ થઇ, માગણ માગે દાદ;
નવા આપણા મ્હેલમાં, મુંજાલ છે ઉતરેલ;
ઓઢણિ આદી એહ છે, પાટણથી લાવેલ;
કરશે રજુ કચેરિમાં, હું અહિં દઇ મુકીશ;
એ મીણલને આપજો, પાટણની બખશીખ;
શુભ ચોઘડિયુ સાધવા, ગુરૂજી છે તઇયાર;
સ્નેહે સાકર વહેચજો, નગર બધા મોઝાર.

**રાણી**—જેવી આજ્ઞા, હમણાં હું મીણલને આપણા મહેલમાં તેડાવી લઉછું.

દ્વારપાળ—અહો રાજાધિરાજ, કચેરીમાં સર્વ મંડળ આવી ચુકયુંછે.
જયકેશી—વારૂ પ્રિયા હું ત્યારે જાઉંછું. (કહી જાયછે.)

પડદો પડયો.



# પ્રવેશ ૩ જો.

## પાત્ર.

મીણલદેવી, દાશી, ને પ્રધાનપુત્રી.
પાછલથી ચિતારી તથા
જયકેશીની દાશી.

સ્થળ મીણલદેવીનો મહેલ.

મીણલદેવી—(મનમાં)

ખંભાત.

" ડોલેરે જોબન મદમાતી ગુજરિયાં " એ રાગ.

ચિતારો ન આવ્યો, ને સખિયે ના આવીરે,
કાગળે ખબર પણ, કોયે ન કહાવીરે; ચિતારો ટેક.
આરે અવતાર એળે, હું શીરી રીતે કાડુંરે,
ઝેર ખાવું કુવે પડું, કાયા કેમ પાડુંરે; ચિતારો૦ ૧
પાટણ આ પાસે રહ્યું, બેશી રહ્યા સાંજરે;
લંકામાં ગયેલો પણ, આવી પહોચે આજરે; ચિતા૦ ૨
જડ ભૂત જેવો રડયો, બેઠો બેઠો ખાશેરે,
ના વિચાર્યું મીણલના, દિન કેમ જાશેરે, ચિતા૦ ૩

**દાશી**—( ઓચીંતી આવીને ) અહો બાઇ સાહેબ, આજ તો તમારી સખી ઉતાવલી ઉતાવલી નવાં વસ્ત્રાભુષણ સજી આનંદમાં આવતી હોય એમ લાગેછે. રખેને કાંઇ વધામણી તો લાવી નહિ હોય?

**પ્રધાનપુત્રી**—( એકદમ પ્રવેશ કરીને) અહો સખી, શું કરેછે. હમણાં થીજ ભુલી ગઈ કે શું?

**મીણલદેવી**—શું, બેન મસ્કરી કરછ. તને ટાચકા સુજેછે. આંઇ-તો બળી રહ્યાં છીયે. ને વળી તું બાળ.

**પ્રધાનપુત્રી**—અરે તું જરા જરૂખામાંથી તો નજર કર. દરબાર-માં કેવી ધામધુમ થઇ રહી છે ને નગર આખાની તો શી વાત કહું. (એમ કહી મીલણદેવીનો હાથ તાણી જરૂખા તરફ જોઇને. )

"મારૂં દિલ લાગ્યું પહાણ શું"

હે સખી શી કહું વાતરે, (૨) જો! જો! જરૂખામાંથી જરા ટેક.
વાગે નોબત શરણાઇયો, જયાં ત્યાં ઝાક ઝમાળ; (૨)
ઉજળાં વસ્ત્રો ભૂષણ ભાવતાં, બન્યાં ધરી બુઢાં બાળ; (૨)
જો! જો! ૧

જન આવે જાય દરબારમાં, રૂડો જો આ રાણીવાસ; (૨)
નિહાળ આ નજરબાગ તું, ખુબ શોભાવ્યો છે ખાસ; (૨)
જો! જો! ૨

બાપુ કચેરી જો બેનડી, ખાસી કેવી ખુબીવંત; (૨)
આગણ આજ મોધા દિસે, ન મળે કયાંઇ કળાવંત; (૨)
જો! જો! ૩

આવી ભરાણા આ જગતના, હતા એટલા આંઇ; (૨)
લેખે ગણે ન લેખું મળે, વાહવા જયકેશી રાય; (૨)
જો! જો! ૪
ચંદનિયા બાંધી ચોકમાં, સેના ઉભી થઇ સજ; (૨)
આવે અમિર ઉમરાવ જો! લખેશ્વરી કોટીધ્વજ; (૨)
જોજો! ૫

(મનમાં હર્ષ પણ બહાર ગંભીરાઇથી)

**મીલણદેવી**—લે, ચાલ બેન. પણ શી ખબર જે આ તેનીજ ધામધૂમ છે.

**પ્રધાનપુત્રી**—અરે સખી. મારા પિતાને દરબારગાંથી આમત્રંણ આવ્યું હતું કે આપણી મીણલ અસારમાં ઓઢંણી ઓઢશે માટે કચેરી ભરવાનીછે ત્યાં આવજો.

**મીણલ**—હશે, ત્યારે. હમણાં નક્કી ખબર પડશે.

**દાશી**—અહો બાઈ સાહેબ, નીચે ચતુર ચિતારાની વહુ આવી છે. તે તમ પાસે આવવાની રજા માગેછે.

**પ્રધાનપુત્રી**—લે થયું! હવે તો ખાત્રી થતી આવેછે કની?

**મીણલદેવી**—એમાં શું. ચતુર ચિતારાના કાગળની પુછગાછ કરવા આવતી હશે તો!

(દાશીને) જા! જા! બોલાવી લાવ.

**પ્રધાનપુત્રી**—કાં લેવા કાં દેવા. (એટલામાં ચિતારી આવી નમન કરી બેસેછે.)

**મીણલદેવી**—આવો, ચિતારી. કેમ આજ?

**ચિતારી**—આ તમારા ચિતારાને તમે પાટણ મોકલ્યો હતો કની ત્યાંથી કાગળ લઇ આવ્યો છે તે કહે તું આપી આવ. તમારા વરનાં ને તમારી સાસુનાં તો તે આવ્યો છે ત્યારથી મોં ફાટ વખાણ કરેછે.

**મીણુલદેવી**—(જરા મંદ હાસ્ય કરીને કાગળ લેછે) લાવો.

**પ્રધાનપુત્રી**—અહો સખી! ઉતાવળી ઉતાવળી? મને તો જોવા દેતીજ નથી.

**મીણુલદેવી**—લે તું વાંચ.

**પ્રધાનપુત્રી**—(વાંચે છે.)

**લાવણી.**

રે પ્રિયા! પ્રિયા! હું કરૂં મીણુલ તું મારી;
ધર કરણ કરણની અરજ, કેશિ કૂમારી;
જો ઇંદ્ર જાય તો ઈંદ્ર, બીજો પણ થશે;
હું કરણ સમો નહિ કરણ, અવર દેખાશે;
છું મહા ક્ષત્રપ શુરવીર, રાજ અધિરાજા;
મુંકી પણ મેં તુજ માટ, કૂળની માજા;
કર તારાની હું કરૂં, યાચના પ્યારી; રે પ્રિયા૦ ૧
છું ખરો ક્ષત્રિ ક્ષેત્રમાં, વચન હું પાળું,
મણિધર ફરે જઈ મુખ, હાથ હું ઘાલું;
નવ સત્ય શિયળને ચુકું, ક્ષત્રિનો ધર્મ;
પર અર્થે દેવા પ્રાણ, ક્ષત્રિનું કર્મ;
લક્ષચાશ પણ તુજ માટ, કરૂં લાચારી; રેપ્રિયા૦ ૨
સહુ ખંડ વિશે છે ખંડ, ગુજર ચડિયાતો;

એના જેવો એ એક, અવર તો વાતો;
સ્વવખાણ પરાક્રમતણું, ન ક્ષત્રિને છાજે;
શાખા તેમાં શોલંકિ, કરૂં તો લાજે;
મન મોહ-ન-લખિયો જાય, યાચુ તુજ યારી; રે પ્રિયા૦

વાહવા ! શો મજાનો પત્ર લખ્યો છે ! શબ્દો તો વીણી વીણીને જાણે કે દાખલ કર્યાં હોય નહીં !

**મીણદલવી**—હોય, એમાં શું ? રાજાનો પુત્ર છે.

**પ્રધાનપુત્રી**—એ પણ વિવહળ ઓછો નથી થયો.

**ચિતારી**—અરે બાઇ સાહેબ, જે દી ચિતારાને રાજાજીએ તમારે સાસરે મોકલ્યો તે દીવસે વાટ ખરચી વાસ્તે મારૂં કડલું ઉતાર્યું ત્યારે તો મારા મનને ઘણું ખોટું લાગ્યું. પણ બા, તમારો વર બહુ સારા. એણે પછી કેટલું બધુ આપ્યું ને વાત કરતા હતા કે કંસાર તો રોજ. એકદી વિસામો ન મળે રહ્યા એટલા દીવસ ભાતભાતનાં ભોજન. મેં તો કહ્યું કે આપણી રાજાની કુંવરી પાટણ જાય ત્યારે એની સાથે જવું, આપણે ધન માલ જોતાં નથી. રોજ સારૂં ભોજન આપે એટલે થયું.

**પ્રધાનપુત્રી**—(ચિતારીને) તમારો વર કાંઇ વાત કરતા હતા કે લગ્ન કે દહાડાનાં છે ?

**ચિતારી**—લગનનો તો ઠરાવ થઇ ગયો. શું કાંઇ લગ્નનો ઠરાવ થયા વગર રાજાજીએ ચિતારાને પાટણ મોકલ્યો.

**મીણલદેવી**—(પ્રધાનપુત્રીને) એમને શી ખબર પડે ?

( એટલામાં મીણલદેવીની માતુશ્રીની દાસી ઉતાવળી ઉતાવળી આવીને. )

**દાશી**—અહો બાઇ સાહેબ, તમારે સાસરેથી ઓઢણી ઓઢાડવા આવ્યાછે તેથી માતુશ્રી બોલાવેછે. વહેલાં ચાલો, બધાં બેશી રહ્યાંછે.

**મીણલદેવી**—આવુંછું તઇઆર. કહો માતુશ્રીને.

**દાશી**—વહેલાં આવજો હો ! હું જાઊંછું.

( કહી જાયછે. )

**પ્રધાનપુત્રી**—કેમ સખી ! હવે ખાત્રી થઇ ?

**મીલણદેવી**—હોય તો હોય પરમેશ્વર હવે બંધીખાનેથી શું ન છોડે ? તોપણ આડું કોણ જાણે હજી કેટલું હશે.

**પ્રધાનપુત્રી**—બેન, તને હજી સંતોષ થયો નહીં. ( એમ કહી કાગળ પાછો આપેછે તે લેઇને )

**મીણલદેવી**—પલકની ખબર કોને પડેછે કે સંતોષ થાય.

" જુઓ જુઓ વિપ્રેજીડી બાય " એ રાગ.

કડકડીને લાગી ભૂખ ધીરજ ત્યાં શી રહેરે;
ચડયું ભોજન ચુલે સનમુખ, ધીરજ ત્યાં શી રહેરે;
પણે પાણી વિનાના જાય પ્રાણ, ધીરજ ત્યાં શી રહેરે;
મીઠા દશ ડગલાં મેરાણ, ધીરજ ત્યાં શી રહેરે;
દીઠે સુખ તૃષા નવ જાય, ધીરજ ત્યાં શી રહેરે;
આતો નજરે હજી ન દેખાય, ધીરજ ત્યાં શી રહેરે.

**પ્રધાનપુત્રી**—અરે સખી, હવે ચાલો માતુશ્રી રાહા જોઇ બેઠાં હશે

**દાશી**—હા બાઇ સાહેબ. તમને નહીં કહે પણ મારે વિચાર જોવં છે

**મીણલ**—ચાલો આ કાગળ જરા વાંચી લેઉ.

**પ્રધાનપુત્રી**—મેં વંચાવ્યો એટલે નહીં ચાલે?

**મીલણદેવી**—અરે એના રસયુકત શબ્દો મારે કાળજે કોરાઇ રહ્યાછે.

**પ્રધાનપુત્રી**—ખરેખર, છે પણ એવાજ.

**મીલણદેવી**—આહાહાહા! જો તો લખે છે " મીણલ તું મારી " " સ્વવખાણ પરાક્રમતણું ન ક્ષત્રિને છાજે " અને " મણીધર ઘેર જઇ મુખ હાથ હું ઘાલું " પણ " લલચાઈ તુજ માટ કરૂં લાચારી " કેવા માર્મિક શબ્દો છે?

**પ્રધાનપુત્રી**—વરને કોણ વખાણે વરની વહુ. લે હવે મુંક. ગુજરાતમાં ગયા પછી સંભારીશે નહીં.

**મીણલદેવી**—અરે સખી! મુકતાં તે મન કેમ હા કહે.

**પ્રધાનપુત્રી**—એ તો અમૃતનો સાગર છે. એનો કાંઇ ધર્વ હોય નહીં.

**મીણલદેવી**—ખરી વાત છે. પ્રથમ હું તને હસતી હતી પણ હવે અનુભવ થયો.

**પ્રધાનપુત્રી**—અરે! હજી તો હવે અનુભવ થશે.

**દાશી**—આલો બાઇ ચાલો. હવે માતુશ્રી ધુસ્સે થતાં હશે.

**મીણલદેવી**—હા. ચાલો. પણ જાત જાતનાં ઉંચી જાતનાં અત્તર સુગંધી પદાર્થ જ્યારે જવાનું થશે ત્યારે સાથે લેતી જઇશ. મોતીની સેતરંજ ભરવાનું કામ તો મેં કે દહાડાથી શરૂં કર્યું છે. હાર તોરા ગજરા અને ફુલ પછેડી પણ હવે હું ગુંથતાં તદન શીખી ગઈછું. ફુલના મુગટ પણ એવા ગુથુંછું કે તે કોક બે ઘડી જોઈ રહે.

ગાયન કળા તો મારી પાસે એવીછે કે જો એક વખત તેનો એક શબ્દ જો કોઇને કાને ગયો હોય તો સ્વર્ગગમ: પરી–

યોનું ગાયન તેને પસંદ આવેજ નહીં,

**પ્રધાનપુત્રી**—અરે બેન. હું કયાં તારાથી અજાણી છું. કામસેના ખરેખરી કળીયુગની તુંજ છે.

**દાશી**—(ઓચીંતી આવીને ) હવે બાઇ પધારો. ચોઘડીયું જતું રહેછે ને માજી ધુસ્સે થાયછે.

**મીણલદેવી**—ચાલ. ( કહી જાયછે. પ્રધાનપુત્રી અને દાશીયો પણ તેની સાથે જાય છે. )

પડદો પડયો;

---

# પ્રવેશ ૪ થો.

**પાત્ર.**

**પ્રધાન મંડળ, અમીર ઉમરાવ શેહેરના**

**નગરશેઠ શાહુકારો, રાજગુરૂ**

પાછળથી

**જયકેસી, દ્વારપાળ, ચિતારો ને મુંજાલ.**

**સ્થળ કચેરી ભુવન.**

(જયકેશી આવેછે એટલે સભા ઉભી થઇ સલામ કરેછે તે લે- તો લેતો જયકેશી સિંહાસન ઉપર બેસેછે દ્વારપાળ નિઘા રખિયે મેહેરબાન એમ ઊંચે સાદે છડી પુકારેછે. )

**જયકેશી**—અહો પ્રધાનો, હજી ચિતારો આવ્યો નથી.

**પ્રધાન**—જી, ના.

**જયકેશી**—અહો રાજગુરૂ તમેજ જાઓને તાકીદ કરો.

**રાજગુરૂ**—વારૂ રાજાધિરાજ (કહી જાયછે.)

**જયકેશી**—અહો પ્રધાન, ચિતારો વળી તો તરત આવ્યો ને કામ પણ.

**પ્રધાન**—જી, હા—(એટલામાં મુંજાલ અને ચિતારો આવેછે તે ધોરણસર સલામ કરી બેસેછે.)

**જયકેશી**—અહો મુંજાલજી, તમે તો કોઈ વખત આ મુલક જોયો નહીં હોય !

**મુંજાલ**—જી ના. આ પેહેલ વેહેલો જોઉંછું.

**પ્રધાન**—હવે તો જેવા અમે એવા મુંજાલજી.

**મુંજાલ**—જી, હા એમજ છે.

**જયકેશી**—(પ્રધાનને) આપણે કયાં મુંજાલથીજી જુદાછ છે.

**રાજગુરૂ**—(જયકેશીને) મહારાજ, હવે લાભ ચોઘડીયું વહી જાયછે.

**મુંજાલજી**—(ઓઢણી વગેરેનો થાલ ચાકર પાસે હતો તે લેઇ સભા વચમાં મુકેછે ને) અહો મહારાજ, આપના મોં આગળ તો સાક્ષાત લક્ષ્મીજી નૃત્ય આદરેછે એટલે તેની બરોબરી થઇ શકે તેમ નથી.

**જયકેશી**—એ તો તમે વિવેકી છો તે એમજ કહો.

**પ્રધાન**—(થાલમાંથી ઓઢણી પોહોલી કરી) અહો આ ભરત કામ પાટણનું લાગેછે, બીજે કયાંઈ એવું થતું નથી. (એમ કરી દરેક પ્રથક પ્રથક વર્ણન કરી પાછું થાળમાં રાખી રાજગુરૂને આપેછે તે રાણીવાસમાં લેઇ જાયછે.)

**જયકેશી**—અહો મુંજાલજી, લગ્ન સબંધી શી રીતે ઠરાવ્યુંછે!

મુંજાલ—અહો મહારાજા! અમારી પાટણની ગાદીનો ચાલ એવોછે કે આ ઓઢણી ઓઢાડી મીણુલદેવીને અમે પાટણ લઇ જઈશું ને ત્યાં લગ્નનું મહુરત નક્કી થશે, તમારે પણ ચિતારાને કે જેને સાથે મુકવા વિચાર હોય તેને ભલે મોકલજો.

જયકેશી—વારૂ. એમ પણ કરીશું. અને તમે પણ બીજા નથી.

( એ વાતચિત થઈ રહ્યા પછી લક્ષ્મીજી નૃત્ય આદરે છે. ગાયન થઇ રહયા બાદ પાનસુપારી અત્તર ગુલાબ જળથી સઉનો સત્કાર કરી સભા બરખાશ થાયછે. )

પડદો પડ્યો.



# प्रवेश ५ मो.

## પાત્ર.

રાણી, દાશી, મીણુલદેવી, પ્રધાનપુત્રી
વગેરે સ્ત્રી મંડળ.

### સ્થળ રંગ મહોલાત.

દાશી—અહો માતુશ્રી, આજ રાજગુરૂ ઓઢણી વગેરે આપી ગયા પણ હજી બાઇ સાહેબ પધાર્યા નહીં.

રાણી—જા, જા, કહીયે ચોઘડીયું વીતી જાયછે.

દાશી—અરે બે વાર તો જઇ આવી. ત્યાં એમની સખી સાથે વાતો કરેછે.

રાણી—જા, જા. તું વહેલી તેડી આવ. ( દાશી જાયછે. )

**મીણલદેવી**—( એટલામાં આવીને ) માતુશ્રી વંદન કરૂંછું.

**રાણી**—આરોગ્ય હો બચ્ચા. આ તારે સાસરેથી ઓઢણી આવીછે. ને ચોઘડીયું વહી જાયછે.

**પ્રધાનપુત્રી**—હું કયારની કહેતી હતી કે ચાલો! ચાલો!

**રાણી**—હવે પારકે ઘેર જવાનું છે ખરૂંકની, એટલે એમ કરી હેત ઉતારવું, બીજું શું.

**પ્રધાનપુત્રી**—ખરૂં કહો છો, માજી.

**મીણલદેવી**—માજી, તમે એમ કહોછો! (એમ કહી થાળ પાસે લઇ ઓઢણી ઓઢે છે ને દાશીયો તેમાંથી ઘરાણા વગેરેનો આ- વેલો શણગાર સજાવેછે.)

**પ્રધાનપુત્રી**—( રાણીને ) અહો માતુશ્રી, આ તો બધાં એ મુલકના વસ્ત્રાભૂષણ છે તે પહેરાવવાં પણ ભારે મુશકેલ લાગેછે.

**રાણી**—એમજ છે બચ્ચા. હવે વળી એ દેશનો પોષાગ ને ઘરાણાં.

**મીણલ**—( આરશીમાં મોં જોઇને ) પણ માજી, મને એ બહુ શોભે છે, ખરૂં કની?

**રાણી**—બચ્ચા, હજી તો આંઇ બેઠાં છો, તે છતાં એ દેશનું વ- ખાણોછો.

**પ્રધાનપુત્રી**—ત્યારે! દીકરી છે કની?

[ એ થઇ રહ્યા બાદ સ્ત્રીયો મંગળ ગીત ગાયછે. )

### ધોળ.

જીરે આજની ઘડી રળિયામણી;
અંગ પ્રગટયો ઉમંગ અથાગ, મીણલ ઓઢે ઓઢણી.
જીરે ભાગ્યશાળી કરણ ભૂપતી,

એથી અદકાં મીણુલતણાં ભાગ્ય;  મીણુલ ઓઢે૦ ૧
જીરે જય જય કીધી જયકેશિયે;
મોદ પ્રગટયો માતા મન મોઝાર;  મીણુલ૦ ૨
જીરે પટણી પટોળાં ને પાટિયાં,
શોહે મીણુલનો શણગાર;  મીણુલ૦ ૨
જીરે લાવ્યો પ્રધાન પાટણ તણો,
નામ મુંજાલ કે કહું મંજાર;  મીણુલ૦
માતા ઉદયાતણો ભાગ્યોદય થયો,
સઉને સાકર વહેંચાય સાર;  મીણુલ૦ ૩

એ ગીત પુરૂં થયું કે સઉને સાકર વહેચાય છે તે જેમ જેમ માણસોને મળેછે તેમ લઈ સઉ સઉના સ્વસ્થાન ભણી વિદાય થઇ જાયછે.

પડદો પડયો.



# प्रवेश ६ ठो.

**દ્વારપાળ, જયકેશી, પ્રધાન, મુંજાલ, ચિતારો.**

**સ્થળ કચેરી ભુવન.**

**જયકેશી**—અહો પ્રધાન, કેમ મુંજાલજીની શરભરા તો ઠીક થયા છે કની?

**પ્રધાન**—જી, હા. રાજયના મેમાનને કાંઇ ત્રોટો હોય?

**દ્વારપાળ**—(ઓચીંતો) રાજાધિરાજ, મુંજાલજી આવેછે.

**જયકેશી**—આવવા દો. (મુંજાલ તથા ચિતારો પ્રવેશ કરી નમન કરી બેસે છે. એટલે.

આહો મુંજાલજી, તમારી બરદાશ અમારાથી કાંઇ રહેતી નથી. માફ કરજો.

**મુંજાલ**—ના, જી. રાજાધિરાજ. આપને એમ કહેવું યોગ્ય નથી. આપે ઘણી બરદાશ કરી છે. માત્ર હવે વિદાયગીરીને માટે મારો આગ્રહ ને અરજ છે.

**જયકેશી**—વારૂ ત્યારે પ્રધાનો, હવે જોને મુંજાલજી કચવાય છે તો તેમને રોકવા બરાબર નથી. ત્યારે અમીર ઉમરાવ સર્વને બોલાવી તેમનો આદરસત્કાર કરવો જોઇએ ને મુહુર્ત પણ રાજગુરૂને પુછવું જોઈએ.

**પ્રધાન**—જી હા.

**જયકેશી**—અહો દ્વારપાળ, રાજગુરૂ, જોશીશાસ્ત્રી, અમીર, ઉમરાવ સઉને બોલાવો.

**દ્વારપાળ**—જી, મહારાજ. (સઉને બોલાવી લાવે છે ને તેઓ નમન કરી બેસેછે એટલે)

**જયકેશી**—અહો રાજગુરૂ, હવે મુંજાલજી હઠ કરે છે ને રજા માગે છે. આપણી મીણલદેવીને પણ વળાવાની છે માટે મુહુર્ત જોઇ આપો.

**રાજગુરૂ**—અહો રાજાધિરાજ, કેટલા દિવસ ઉપરનું મુહુર્ત જોઉં?

**મુંજાલ**—મહારાજ, શીખનું મુહુર્ત આજનું જુઓ. બાકી વિદાય પછી રાજાજી કાલ કરે તોપણ ફીકર નહીં.

**જયકેશી**—ના, ના. એમ કાંઇ થાય?

**મુંજાલ**—ત્યારે હવે કચવાવવા હોય તો તમે જાણો, બાકી તો છે એગજ.

**પ્રધાન**—વારૂ, ત્યારે મહારાજ. શીખ આજ કરો. વિદાય જયારે કરશું ત્યારે થશેકની?

**જયકેસી**—ભલે. એમ કરો.

**રાજગુરૂ**—અહો રાજાધિરાજ, ચાલતું ચોઘડીયું બહું સારૂં છે. ને તેમાં શીખ થવી જોઇએ.

**જયકેશી**—અહો પ્રધાનો, પેલી શિરપાવની ગાંસડી લાવો.

**પ્રધાન**—લ્યો રાજાધિરાજ. (કહી આપે છે.)

**જયકેશી**—(ગાંસડી છુટી મુકીને) અહો મુંજાલજી, જે આમાંથી પસંદ પડે તે લ્યો.

**મુંજાલ**—જી, આપની મરજીથી જે આપશો તે લાખો છે. (એટલે રાજા મુંજાલને તથા ચિતારાને શિરપાવ કરે છે)

**જયકેશી**—(તે રહ્યા પછી) અહો પ્રધાનજી જે ઘોડા હાથી રથ મેના માણકી આદિ મીણલદેવીને આપવાનાં છે તે તમામ શણગારી શહેરમાં ખુલ્લાં રાખો જે વસ્તીને જોવાં ઠીક પડે.

**પ્રધાન**—આજ્ઞા, મહારાજ.

**જયકેસી**—હવે હું પણ રાણીવાસમાં જઇ આવતી કાલને માટે તે પ્રમાણે બંદોબસ્ત કરૂં છું.

(કહી જાયછે.)

પડદો પડ્યો.



# પ્રવેશ ૭મો

## પાત્ર.

જયકેશી અને રાણી.
પ્રધાન, મુંજાલ, રાજગુરૂ, વગેરે પુરૂષો.
પ્રધાનપુત્રી દાશીયો વગેરે સ્ત્રીમંડલ.

## સ્થળ

રંગ મહેલાત.

રાણી—અહો દાશી જોતો ખરી, આજે રાજાજી પધારે છે પણ મને તેમનું મુખ કરમાઇ ગયું હોય તેવું લાગે છે. રાત્રીએ પણ તેઓ ખુશીમાં નહતા.

દાશી—જી હા, બાઇ સાહેબ. (એટલામાં ઘણી ખમા મહેરબાનના નેપથ્યગાં અવાજ થાય છે ને જયકેશી પ્રવેશ કરે છે એ. ટલે રાણી સામે જાય છે.) પધારો પ્રાણનાથ.

જયકેશી—(નિશ્વાસ મુંકતો) હા, પ્રિયા. (એમ કહી અંદર આવી ખુરશી ઉપર લમણે હાથ દઇ બેસેછે.)

રાણી—અહો પ્રાણપતિ, આજ ઉદાશી થવાનું કારણ ?

જયકેશી—પ્રિયા, મુંજાલજીએ હઠ પકડી એટલે ગઈ કાલે તેમને શીખ કરવી પડી, અને ગીણલને પણ.

રાણી—હું સમજી, વળાવવી પડશે. એમાં દિલગીર શું થાયોછો. દીકરી છે તે તો એમજછે. એને વાસ્તે ઘરાણું લુગડાં જે જે આપવાનું તે મેં તૈયાર કર્યુંછે.

જયકેશી—તે જાહેરમાં રાખો કેમકે વસ્તીની સ્ત્રીઓ જોવા આવશે.

**રાણી**—તૈયાર.

**જયકેશી**—નગરમાં પણ મીણુલને આજે વળાવવાની છે એમ મેં દરેક મોટે ઠેકાણે જણાવેલું છે.

**રાણી**—વારૂ પણ મીણુલદેવીને પણ બોલાવી લેઉ ને સણગાર સજાવું. વળી હું અને તમે પણ દીકરી સાથે બે ઘડી ટાઢી મીઠી વાત કરી લઇયે.

**જયકેશી**—અરે મારાથી તો એક શબ્દ પણ તેના સામે નીકળવાનો નથી.

**રાણી**—અહો દાશી મીણુલદેવીને બોલાવો.

**દાશી**—વારૂ, માતુશ્રી! (કહી જાય છે ને મીણુલદેવીને તેડી લાવેછે પ્રધાનપુત્રી પણ તેના સાથેજ છે.)

**મીણુલ**—અહો માતુશ્રી વંદન કરૂંછું.

**દાશી**—માતુશ્રી, નીચે માણુસ આવ્યુંછે તે કહેછે કે મુંજાલજી ઉતાવળ કરેછે. ને ચડી ઉભાછે.

**જયકેશી**—વારૂ પ્રિયા હું જાઉછું ને મુંજાલજીને મીણુલદેવીની ભલામણ દઉછું (મીણુલદેવીને માથે હાથ મુકીને)

**ભૈરવી.**

એ મારી પ્રાણુપ્યારી, દુહિતારે (૨);

સુતા મારીતો તું થા શાણી, જય કરિયા જગ જીસારે; પ્રાણુ૦ ૧
સરસ સાધવિ સતિ નિવડજે, સાવિત્રીને જેવી સીતારે; પ્રાણુ૦ ૨
ચાલજે વૃદ્ધપણુ માર વિચારી, મળિયે પુત્રીને પિતારે; પ્રાણુ૦ ૩

**રાણી**—અહો મારા આધાર! તમને લાગતું હશે અને મને નહીં લાગતું હોય? દીકરીછે તે પારકાં ધનછે તમે હવે કલ્પાંત રહેવા દો.

**જયકેશી**—અરે મારાથી રહેવાતું નથી. મને એમ થાયછે કે આ જીવ કાઢી નાંખું કે શું કરૂં !

**રાણી**—થાયજ. પેટનાં આંતરડાં છે. પણ શું કરીયે (બોલી ન શકતાં વગર બોલ્યો જયકેશી જાયછે.)

**રાણી**—(રાણી ગળ ગળીત થઇને) અહો બચ્ચા મીણુલ તું ગભરા નહીં. હજુ પાટણ છેટું છે. આ તારી સખીને બોલાવ ! (મીણુલને આંખ ચોળતી જોઇને) બચ્ચા તું આમ કરીશ ત્યારે મ રાથી જોવાશે કેમ અને તું પાટણ શી રીતે પહોંચીશ.

**મીણુલ**—માજી, આ પંદર વરસની તમારે ત્યાં થઇ ત્યારે લાગે નહિં?

**પ્રધાનપુત્રી**—મીણુલ બેન ડાઇ થા. જો પિતાજી તારૂં રૂદન જોઇ ન શકયા તે એમજ ચાલ્યા ગયા ને આ માતુશ્રી.

**રાગ ખમાચ.**

સખિ લે વિચારી હું શીખ સારી,
આપું રાજકુમારી સુણુ તે સજની;
મુલ્યવાન બહુ સખી તેજ કહું.　　સખી લે૦ ૧
નિર નેણુ નહીં ભરિયે જરિયે,
નહીં માતપિતા દીલગીર કરીએ શુણુ તે સજની;
હું છું સખિ તારિ વિચારિ કહું;　　સખી લે૦ ૨
વશ પિયુને કરી, આવજે તું ફરી;
ઢાલ ધિરજ ધરી સુણુ તે સજની;
મનમોહન હું, સખિ તેજ કહું;　　સખી લે૦ ૩

**રાણી**—અહો મીણુલ, હવે આક્રંદ મુકી દો ને હેઠળ જઈ રથમાં બેસો.

"નેનનને આછો ઝોલો લાગ્યો રાજ" એ રાગ.

મારી લાડકી લાડકવાઈ, કુમારી દિન કેમ જાશે;
એકલી મને કરી મુંકી આંઇ, કુમારી દિન કેમ જાશે;
મીણલ તારૂં માળિયું, નહિં નજરે જોવાય;
અવલોકું અંદર જઇ, ખાલી મુજને તે ખાવા ધાય, કુમારી. ૧
આંતરડું તું આંગનું, કાળજડાની કોર;
હતી રમકડું હાથની, ચિત્ત માતપિતાનાની ચોર; કુમારી. ૨
દીકરીયો ધન પારકાં, દે કાં તું જગદીશ,
આ વખતે એ જોઈને, નાખું ઉંડા નિસાસા ઈશ; કુમારી. ૩
મા કેહેતી કુણ આવશે, વળી લેશે કુણ વાદ;
દીકરી તારાં ઢાંપલાં, એતો આવશે મુજને યાદ; કુમારી.૪
વૃદ્ધપણું આ માતનું ! વળિ મળજે કોઇવાર;
સદા સુતા તવ સાહ્યતા, કરશે એતો જગત કરતાર; કુમારી૦ ૫

મોણલ—( ખુબ રૂવેછે ) તેને રાણી પ્રધાનપુત્રી વગેરે હાથ ઝાલી ધીરજ દેતી નીચે લાવી રથમાં બેસારેછે.

પડદો પડયો.



# પ્રવેશ ૮ મો.

## પાત્ર

જયકેશી અને મુંજાલ.

## સ્થળ.

ચંદ્રાપુર નગરની ભાગોળ.

**મુંજાલ**—રાજાધિરાજ, હવે પાછા વળો.

**જયકેશી**—અહો મુંજાલજી !

"મથુરાંના વાશીરે, વેલેરા પધારજોરે" એ રાગ.

સુમિત્ર મુંજાલરે, અમને ન વીસારશોરે,
હદયેથી નહિં અમને વીસરે તમ હેત;
દિન થોડાની માયારે દિલમાં સંભારશોરે;
કરશો વળી કોક મળ્યાનો સંકેત, સુમિત્ર૦ ટેક.
પુર વળવાની પાછારે હીમત નથી ચાલતીરે,
મીણુલને છો મારે ઠેકાણે તમેજ;
લાડમાં ઉછરેલીરે એછે મારી લાડકીરે,
તેની ભલામણુ તો તે છે તમનેજ, સુમિત્ર૦ ૧
એવી પ્રિય એ મુજને, હતી મિત્ર માહરારે,
મોશાળે પણુ મેં ન મુંકી કોઇ વાર;
પરરાજ્યમાં એણેરે રાજ્ય નિજ મામા તણુંરે,
તે પણુ જોયાં નથી નેત્રથી લગાર, સુમિત્ર૦ ૨
મેં છાતી આગળથીરે કદિ એને કાઢી નથીરે,
પ્રેમે કહેજો ઉદયામાતાને કહિ પ્રણામ;

વૃદ્ધ અનુભવીરે એ છો પાટણ રાજ્યમાંરે,
કેવાં છે તે જાણો છો રાજ્યનાં કામ, સુમિત્ર૦ ૩
ગદ ગદ કંઠે મિત્રરે જીભ નથી ચાલતીરે;
બોલી નથી શકાતો એક બોલ;
આશિર્વાદ કરણનેરે કહેજો મારી વતીરે:
માફ કરજો કાંઇ જો ભાસે ભૂલ. સુમિત્ર૦ ૪

એક તમારો, અને બીજો ઉદયામાતાનો, ને ત્રીજો ભગવાનનો એને ત્યાં આશરો છે ને આપણું રાજાઓનું કામ તો કાંઈ તમથી અજાણ્યું નથી. તમે વૃદ્ધ છો એટલે તમને વધારે શું કહેવું હોય! તમે જાણોજછો. માયા રાખજો ને કામકાજ મારા જેવું લખજો. કરણ મહારાજને મારા આશીર્વાદ કહેજો.

(પછી રથ પાસે છેટે રહી બાપુ રજા માગેછે એમ દાશી પાસે કહેવરાવેછે એટલે મીણલદેવી રજા આપેછે ને રાજા વળીનીકળેછે

પડદો પડયો.



# અંક ૫ મો.
## પ્રવેશ ૧ લો.

### પાત્ર

કરણ, દ્વારપાળ, સામતુ, ઉદા.

સ્થળ રાજભુવન.

કરણ—( છબી હાથમાં લેઇને એકલો )

રાગ જંગલાની ઠુમરી.

અહો મમ સુણ તું પ્રિયા, અહો મમ સુણ તું પ્રિયારે;
પ્રિય મારીરે, અહો મમ સુણ તું પ્રિયા. ટેક.
છુબી નિહાળીરે, પ્રિયા મે તારીરે;
નેણ થીર થંભી તો રહ્યા રે, પ્રિય મારીરે. ૧
ભર્તા તમારોરે, ભાનજ ભૂલ્યોરે;
દેવઅંગના ધરો દયારે, પ્રિય મારીરે. ૨
રે કરણાટીરે, કહ્યું સ્વિકારોરે;
જાય મુજ તલપિ તલપિ જિયારે;* પ્રિયા મારીરે. ૩

દ્વારપાળ—( ઓચીંતો આવીને ) અહો મહારાજ, પ્રધાનો નીચે ઉભાછે.

કરણ—વારૂ, અંદર બોલાવો.

દ્વારપાળ—આજ્ઞા મહારાજ ( કહી બંનેને તેડી લાવેછે.)

સામતુ / ઉદા—( એક પછી એક ) ખમા રાજાધિરાજ ( કહી નમન કરી બેસેછે.)

---

* જિવ

કરણ—અહો પ્રધાનો, મુંજાલને ગયે એક મહીનો થયો પણ હજી તે આવ્યો નહીં.

સામતુ—જી હા. પણ છેટાનું કામ છે એટલે કાંઈ કહી શકાતું નથી.

કરણ—એ ખરૂં પણ—

રાગ બિભાસ.

જાય ન દિવસ રાત્રી, વિણ પ્રાણપ્યારી. ટેક.
રે વાત શી ઉચરૂં, રટણ એનુ હુંજ કરૂં;
મિણલ મિણલ કરતો ફરૂં, નિદ્રા વિસારી; જાય ન૦ ૧
મુંદ્રિકા હાથ તણી, કંઠ મારે હાર બણી,
સુકાણી કયા ઘણી, વિયોગે મારી; જાય ન૦ ૨
રે ડાહ્યા પ્રધાનો, જીવ મારોજ માનો;
મિણલ મિણલ કરતાં જવાનો. જાય ન૦ ૩

દ્વારપાળ—અહો મહારાજ, મુંજાલજીનો સ્વાર આવ્યો તે કહેછે કે રાણી સાહેબ સાથે પધારેછે ને બે ગાઉ ઉપર છે.

કરણ—(એકદમ ચમકીને) હે! શું બે ગાઉ ઉપરજ છે!

દ્વારપાળ—જી હા,

કરણ—અહો સામતુ, આપણે સ્વારી તઇઆર કરો અને દરબારમાં પાટરાણીને રહેવા સારૂં હાલ આપણે નવો મહેલ તઇઆર કર્યો છે તે શણગારો કેમકે પાટરાણીનું પદ એ તો એમનેજ શોભે એમ છે.

સામતુ—તઇયાર મહારાજ પણ પહેલું માયરૂં તો મુંજાલજીને ત્યાં થશે એમ માતુશ્રી કહેતાં હતાં.

કરણ—બરોબર. છે એતો હજી લગ્ન જોવરાવાશે તે પછી જે દહા

ડો નકકી થશે તે દહાડે ધોરણસર મુંજાલજીને ત્યાં મોકલીશું.
**સામતુ**—વારૂ, જેમ આજ્ઞા.
**કરણ**—અરે હું પણ સામો આવવા તઇયાર થાઉછું ને તમે પણ તઇયાર થઇ વહેલા આવો.

રાગ કલ્યાણ.

"અંબા ભવાની રક્ષા કરો" એ રાગ.

ભલે પધાર્યાં એ પાટરાણી,
જાય આનંદ ઉભરાઇરે;  ભલે પધાર્યાં૦
હમેલ તુટી હેમ તણી પડી,
શુણી વધામણી હર્ષદાઇરે;  ભલે૦ ૨
ઉઠો પ્રધાનો કરો શિતાબી
સ્વારી લઇ સામા જવું ભાઇરે;  ભલે૦ ૩

ઉઠો ઉઠો પ્રધાનો હવે શિતાબી કરો, અહો દ્વારપાળ! દોડતો જા ને સ્વારને હુકમ કર કે મુંજાલજીને જઇને ખબર આપે કે સ્વારી સામી આવવાની છે માટે હવે ત્યાંજ થોડી વાર મુકામ રાખો. (કરી ઉભા થાયછે.)

સઉ જાયછે.

પડદો પડ્યો.



# પ્રવેશ ૨ જો.

## પાત્ર.

**દાશી, ઉદયામતિ, કરણ, દ્વારપાળ, પ્રધાનો.**

પાછળથી.

**સહદેવ જોશી.**

## સ્થળ

**ઉદયામાતાનો મહેલ.**

**દાશી**—અહો માતુશ્રી, કરણ મહારાજ પધારતા લાગેછે.

**ઉદયામતિ**—હા. નિત્ય નિયમનો વખત થયો છે.

**કરણ**—( પ્રવેશ કરીને ) અહો માતુશ્રી ! પ્રણામ કરૂંછું.

**ઉદયામતિ**—આરોગ્ય હો બેટા. આજે તો તમને થોડી વાર આંધ ખોટી થવું પડશે.

**કરણ**—જેમ આજ્ઞા માતુશ્રી.

**ઉદયામતિ**—બેટા, મુંજાલજીને ત્યાં ફેરાછે. માટે લગનનું નક્કી કરવા પ્રધાન મંડળને તથા સહદેવ જોશીને બોલાવો.

**કરણ**—વારૂ, માતુશ્રી. ( કહી દ્વારપાળને ) અહો દ્વારપાળ, પ્રધાન મંડળ અને સહદેવ જોશીને બોલાવ.

**દ્વારપાળ**—આજ્ઞા રાજાધિરાજ. ( કહી જાયછે ને તેમને તેડી લાવે છે તેઓ જેમ જેમ આવેછે તેમ તેમ નમન કરી બેસેછે. )

**ઉદયામતિ**—અહો પ્રધાનો, આજે કુંવરનું લગ્ન જોવરાવવાનું છે.

**સામતુ**—ઘણી ખુશીથી, માતુશ્રી.

**ઉદા**—એ વાત તો ઠીક કરી, મને ગમી.

**મુંજાલ**—માતુશ્રી, જયકેશી તે જયકેશીજ છે. બહુ ભલો રાજા. ચાલતી વખત રોઇ પડયો ને કહે કે ઉદયામાતાને મારા પ્રણામ કહેજો.

**ઉદયામતિ**—અરે મીણલદેવી જેમાંથી હું પૌત્ર રમડવાની ઉમેદ ધારી બઠીછું તેને દુખી થવા કેમ દઇશ. કરણ કરતાં મને એ વધારે વહાલી છે. અહો સહદેવ જોશી! હવે લગ્નનું નક્કી કરો.

**સહદેવ જોશી**—મેખ વરખ ધન મકર. રાણીનું નામ મીણલ છે કે બીજુ કાંઇ છે?

**ઉદયામતિ**—કેમ મુંજાલજી!

**મુંજાલજી**—અરે મીણલદેવીજ નામ છે. એ નામે જુઓ ને!

**સહદેવ**—મીણલ સીંહરાશ થઈ ને કરણ મહારાજ.

(એમ કહી ટીપણું પહોળું કરી) ધન મકર મેખ વરખ.

**કરણ**—(ઢુકડાં લગ્ન જોવરાવવા મુંજાલજીને ઈસારત કરેછે) મુંજાલજી, સર સામાન ઘણો ખરો તમામ આવી ગયો છે. પછી તે બગડી જાય ને ફરી મગાવવો પડે.

**ઉદયામતિ**—(કુંવરની તાકીદ સમજી જવાથી) સહદેવ જોશી, લગ્ન કાંક ઢુકડાં જુઓ.

**સહદેવ જોશી**—માતુશ્રી, આઠેક દહાડાની છેટીયે જોઉ કેમકે રાજાનો વિવાહ છે. પાછું માગણુ વગેરેને પણ આવી પહોંચવું જોઇએ.

**ઉદયામતિ**—હા. એ પણ વિચાર કરવો. ભલે અઠવાડીયાનુ અંતર રાખો.

**સહદેવ જોશી**—ધન મકર મેખ વરખ.

**મુંજાલ**—( છ દહાડાની અંતરીયે આવતું જોઇને ) માતુશ્રી, એ લગ્ન ઠીકછે.

**ઉદયામતિ**—માગણ લોક સૌ આવી પહોચશે? હજી સગાં સ્નેહીમાં કંકોત્રીયો પણ હવે લખવાનીછે.

**મુંજાલ**—જી. હા. બધે મકસુદ માણસો મોકલી દઇશું એટલે હરકત નહીં આવે.

(સહદેવ જોસી લગ્નની ચીઠી લખી આપેછે તે ઉદયમાતા તરફથી વધાવી લેવા તજવીજ થાયછે ને સાકર વહેંચાય છે.)

**સહદેવ**—કેમ માતુશ્રી, આ ગરીબ બ્રાહ્મણનું વચન હવે ખરૂં પડતું જાય છેકની?

**ઉદયામતિ**—હા, અત્યાર સુધી તો એમ છે. પણ મારી આશા પુરી થાય ત્યારે હું માનું.

**સહદેવ જોશી**—તે ઇશ્વર પુરી કરશે. બ્રાહ્મણ કહી છુટે ને બળદ વહી છુટે. ( એમ કહી ઉભો થાય છે.)

**ઉદયામતિ**—( યથા યોગ્ય શીધા દક્ષિણા વગેરેથી સન્માન કરીને) જોશી હવે દરબારમાં હાલ જાયુ, આંટો દેતા રહેજો.

**સહદેવ**—વારૂ માતુશ્રી. આજ્ઞા ( કહી જાયછે. )

**ઉદયામતિ**—મુંજાલજી, કન્યા તરફથી તમારે જે કરવાનુ તે મુદતમાં તઇયાર કરી લેજો.

**મુંજાલજી**—અરે મારે ત્યાં તો અત્યારે કહો તો પણ આપને પ્રતાપે વાર નથી. સર્વ તઈયારીજ છે. ( કહી ઉભો થાયછે.)

ઉદયામતિ—વારૂ બેટા કરણ! હવે આજથી માળા વગેરે નાંખી રીતસર પીઠી ચોળવાની માટે કામ કાજ હોય તે કરી આવો.

મુંજાલજી—અને હવે અમે પણ આજથીજ તે પ્રમાણે ચાલતું કરીશું.

ઉદયામતિ—હા. એમજ થશે. ( કહી ઉઠેછે એટલે કરણ મહારાજને તે પછી પ્રધાન મંડળ સર્વ વિસર્જન થાયછે. )

પડદો પડયો.

---

# પ્રવેશ ૩ જો.

## પાત્ર.

કરણ અને દ્વારપાળ.

સ્થળ વિશ્રાંતિશાળા.

કરણ—( એકલો. )

### મોહની ગજલ.

નમુંજાલા જો જોઇ નેણ, ત્યાં રતિ કુણ માત્ર;
છે એ તો જાતે નરી પણ, રૂપ ગુણનું પાત્ર. ટેક.
એ ને ધાંડને ઓપતાં, જે ઉતર્યો અંગ મેલ;
કામ કેરી કામની તે, એની હોય બનેલ. નમુંજાલા૦ ૧
મરદ પેટ નાખી મરે, નીરખીને નેણ,
વીંધાયા ઉઠે નહીં, છે બાણ એનાં વેણ. નમુંજાલા૦ ૨
મ્હાદેવે તપ મુંકિયો, એ ન મુંજાલાનાં કામ;
શું મોહની સ્વરૂપ કરશે, હું જાણું છું આમ. નમુંજાલા૦ ૩

આહાહાહા ! ગઇ કાલ સુધીમાં જગતઅંધીમાંથી જે જે માગણુ લોક ઉલટી ભેગો થયોછે તેમાં નમુંજાલાની તો અવધીજ છે. શું માણુસો એક અવાજે તેની તારીફ કરેછે? રાજદરબારમાં પણુ કોઈ એની બરોબરી કરી શકે તેમ નથી. એની આંખો તો મૃગના બચ્ચા જેવી છે. શરીરે નાજુક, રૂપમાં તો સુરજ પણુ બે ઘડી થંભ્યો રહે. અરે જે ઘડીથી મેં તેને જોઇ તે ઘડીથી ચેન પડતું નથી. ને એમ થાયછે કે કઇ ઘડીએ તેની ખાનગી મુલાકાત લઉ. જ્યારે ચૌટામાંથી થઇ તે દરબારમાં આવી ત્યારે ઘી તેલના વેપારી જે કુડલામાંથી ઘી તેલ બહાર કાઢી ગ્રાહક સમજાવતા હતા તેમની નજર નમુંજાલા ઉપર પડી કે આંખો તો તે તરફ થભીજ રહીને ઘી તેલ નીચે વહી નીકળ્યું. તેના પ્રવાહમાં નગરમાં છુટેલાં ગરીબ ખેડુતોનાં ગાડાં વહાણુની પેઠે તરવા લાગ્યાં. રસ્તામાં બંધાતી ઇમારતોના મોભ વગેરે જે ભોંય પડેલાં તે મગરની પેઠે દેખાવા લાગ્યાં. સોની, લુહાર, સુતાર જે હથોડા વગેરેથી કામ કરતા હતા તે એરણી ભુલી જતાં કોઇએ પોતાના હાથ કચરી નાંખ્યા ને કોઈને કપાળમાં વાગતાં કપાળ ફુટી પડયાં. સુઇ, મોચી, લુગડાં ચામડું શીવતાં લુગડા ચામડા સાથે પોતાના હાથ પગ શારી નાખ્યા. ને કાપડીયે તસુને બદલે તાકાના તાકા ભરી દીધા એમ આખા જાહેર રસ્તામાં માણુસો ભ્રમીત થઇ ભાન ભુલી ગયા. આહાહા ! ભગવાન ! તું શાં કાળા માથાનાં માનવી ઉત્પન્ન કરછ ! તારી ખુદરતનો તો પારજ નથી.

દ્વારપાળ—( અચીંતો આવીને )અહો રાજા ધિરાજ, પ્રધાન મંડળ બાહાર ઉભું છે.

કરણ—વારૂ, આવવા દો. પણ સાંભળ, આજતો આપણે લગ્નનો પાખંડવાડો લઇ બેઠા છીએ એટલે નમુંજાલા ને સવારે ખાનગીમાં બોલાવવાની છે એમ તેને ખબર આપજે.

રાગ સોરઠ.

નવ કરશો કશો એ વિલંબ, તર્ત તેડાવતાંરે. ટેક.
પ્રેમે મીણલ આવતાં પેહેલી, નમુંજાલા જો આવે વ્હેલી;
મોટો સુંદર મ્હેલ, એથી કરી શોભાવતાંરે; નવ૦ ૧
હજી સાંભળિછે અનાયાસે, પણ જીવ છે નમુંજાલા પાસે;
કાયા આ આવાસ, મનમાંને મનાવતાંરે; નવ૦ ૨
વીતીત જો દિન આજનો થાય, જેમ તેમ લગ્ન થઇ જાય;
મકસુદ માણુસ સાથ, ભૂલીશના બોલાવતાંરે; નવ૦ ૩

દ્વારપાળ—તઇયાર રાજાધિરાજ ( કહી જાયછે. પ્રધાનમંડળ નમન કરી બેસેછે. )

કરણ—અહો પ્રધાનો, આજે તો લગ્નનો દિવસ છે એટલે સૌ કોઈ કામકાજમાં હશો. સાંજે તો વળી સ્વારી.

પ્રધાન મંડળ—જી હા. સાંજનો રથ મુંજાલજીને ત્યાંથી બહાર જશે ને આપણે પણ સ્વારી સહીત બહાર નીકળશું. પછી આપ ત્યાંથી રથમાં બિરાજશો એટલે પરભાર્યો મુંજાલજીને ત્યાં માયરે.

કરણ—અરે એતો હજી કાલ સાંજ સુધીની કહોનો! એક ઘડીપણ મળવાની નહીં.

પ્રધાન મંડળ—જી હા. એમજછે.



# પ્રવેશ ૪ થો.

## પાત્ર

મુંજાલ, તેનો ચાકર, મુંજાલની સ્ત્રી, ગોર, કરણ
મીણલદેવી, દ્વારપાળ, સામતુ, ઉદા, વગેરે
સ્ત્રી પુરૂષો બીજા પણ.
સ્થળ મુંજાલજીની મેડી.

### માયરૂ.

ગોર—(ઉતાવળો મોટેથી ) એ પ્રધાનજી, હવે તો ઉતાવળ રાખો તો ઠીક લગન વેળા થઇ જાય છે.

મુંજાલ—( ચાકરને ) અલ્યા, જોને અસ્વારીને કેમ વાર લાગી? રથનો કયારનોય બહાર ગયો છે.

ચાકર—(ઢુંકડો આવી ને મુંજાલના કાનમાં ) શેઠ. તમે નક્કી જાણજો કે રાજાજીને પોતાને પણ તાકીદ ઓછી નથી.

મુંજાલ—કેમ અલ્યા, તને કેમ ખબર પડી?

ચાકર—શેઠ! રાજાજીનો દ્વારપાળ આજ એના હજામને કહેતો હતો કે આજ તો લગન છે પણ આવતી કાલે નમુંજાલા નટી ઉપર કરણ મહારાજ આશક થયા છે તે મારે તેને ચેતાવવા જવું પડશે એટલે સાંજનો આવજે.

મુંજાલ—(ઉપરથી ડોલ બદલીને ) હા! હા! અમને ખબર છે એમ નથી આ કામ થઇ રહ્યા પછી કાલે રાતે મજરો થશે માટે કહ્યું હશે.

ચાકર—એમ હોય તો ભગવાન જાણે પણ હમણાં માયરામાંથીજ ખબર પડશે. ઘણું તો ચોરીમાંથી.

ગોર—એ શેઠ, હવે રગઝગ છોડી દો. ને શેઠાણીને મોકલો. અસ્વારી તો આવી. (શેઠાણી ઉતાવળાં ઉતાવળાં સ્ત્રી મંડળ સાથે આગળ ગોરને પાછળ પોને ડેલી આગળ જઇ વરઘોડીયાં પોખેછે એટલે માયરામાં આવી બેસેછે. સામતુ વગેરે બહાર કચેરી ભરી બેસેછે. ગોર યથા વિધિ કરેછે પણ રાજા મીણલ સામું ન જોતાં નજર બીજી તરફ રાખેછે. અંગપણ એટલું બધું અલગ રાખેછે કે જાણે તે મીણલદેવીથી અભડાઇ જતો ન હોય! હાથેવાળો પણ જોઇએ તે પ્રમાણે મેળવતો નથી. મુંજાલની સ્ત્રી આવી રાજાનો પગ ધુએછે. ને સ્ત્રીઓ ગીત ગાયછે. એટલે.)

અહો મહારાજ, હાથ આપો.

કરણ—એતો આપ્યો હવે. જ્યાં ત્યાં કામ ઉકેલો (આડુ જોઇને)

ગોર—તે ખરૂં પણ શાસ્ત્રાધારે ચાલે નહીં.

મુંજાલ—ખરી વાત છે રાજાધિરાજ એમ ના થાય.

કરણ—(કેટલીક રગઝગ થયા પછી) વારૂ લ્યો. (એમ કહી હાથ આપ્યા ન આપ્યા. જેવું કરી હસ્ત મેલાપ કરેછે.

ગોર—મહારાજ હવે ચોરીમાં પધારો.

કરણ—અરે હજી તમે છેડો છોડશો નહીં (એમ કહી ગુસ્સામાં ચાલેછે એટલે મીણલદેવી પણ બિચારી નિશ્વાસ મુકી છેડા છેડીને લીધે તણાતી જાયછે ને તેથી છેડાછેડીનું લુગડું જે કરણ રાજાના મન વગર તેના ખભા ઉપર રાખવામાં આવ્યું હ.

હું તે ઉતરી જોય પડેછે. એટલે)

ગોર—મહારાજ જરા કૃપા કરો ( કહી ઉભા રહેવા કહેછે.)

કરણ—(ધુસ્સામાં) વારૂ લાવો. (કહી ગોર છેડા છેડીનું લુગડું આપેછે તે ભેટમાં તરવારની જગાએ ખોસેછે.

ગોર—( ચોરીમાં આવ્યા બાદ ) મહારાજા બિરાજો. બંને બેસેછે.)

કરણ—ગોર મહારાજ, હવે તમારી લપ કોણ જાણે કયારે મટશે.

ગોર—લ્યો મહારાજ, હવે વાર નથી. કરો ફેરાની તઇયારી (પછી બંને જણ ઉભાં થાયછે તેમાં બે ફરા ફર્યા ન ફર્યા કરી રાજા બેશી જાયછે એટલે) રે ! કંસાર લાવો કંસાર ( મુંજાલની સ્ત્રી કંસાર લાવેછે એટલે ) મહારાજ હવે એક કોળીયો આપ એમને જમાડો ને એ આપને જમાડે એમ જમી જાઓ.

કરણ—હું જાણુંછું કે ગોર તમે કાંક નવી જુની કરશો.

મુંજાલ—અહો ! મહારાજ, એમાં શાસ્ત્ર વિધિમાં ગોરનો શો વાંક?

કરણ—(કેટલીક રઝઝગ થયા પછી) વારૂ લારે, એકેક કોળીયાની સરત છે. (પછી તેમ કરેછે ને તે થઇ રહ્યું કે તરત ઉભા થઇ ચાલવા માંડેછે.

ગોર—મહારાજ, હજી ગણપતિ પુંજન રહ્યુંછે.

કરણ—તે વળી કયાં ?

ગોર—અંદર ઓરડામાં.

કરણ—ચાલો (ધુસ્સામાં કહી ગણપતિને પગે લાગી દરબાર તરફ ચાલી નીકળેછે ને મીલણદેવીને મુંજાલની સ્ત્રી દિલાસો દઇ ઉદયામાતા પાસે નવા મહેલમાં શાસરે વળાવેછે.)

**( મુંજાલની સ્રી મીલણદેવીને માથે હાથ મુકોને )**

કુંદનપુર વીવા રચ્યો શ્રીભૂપતિ ભીમકરાય. એ રાગ.

મીણુલદેવી પુત્રી તું મારી, દિલ ના થતિ દીલગીર;
ટીપાં મારાં એ લોહિ તણાં છે, નેત્ર તારાનાં જે નીર;
મીણુલદેવી પુત્રી તું મારી૦ ટેક.
માન ન પામી તું માહરેને, ચોરીમાં પામી ન ચાહ;
કલ્પ ન ધાર્યું ઉભુ રહ્યું જોતાં, વિવાહનો ઉત્સાહ; મીણુલ૦ ૧
અવલોકિયે જે ઉભુ રહ્યુ તે, પણ પલટે પળમાંય;
ગહન ગતિએ ગોવિંદની છે, મુરખ મન મુંઝાય. મીણુલ૦ ૨
કાલ સવારે કરણ મનાવી, મોગ્રે દેશે માન;
સંકટ સમયે ધીરજ ધરવી, બેટા તું છું વિદ્વાન. મીણુલ૦ ૩
આસરો ઉદયામાતા તણો છે, ઇશ્વર કરો અન્ય;
આગ્યા એ બેના માનશો તો વડાં હશે દુર વિઘ્ન; મીણુલ૦ ૪
મંત્રી સદા દરબારમાં છે, હું પણ છું તુજ માત;
દીલની ડાહી દીકરી સદા, ભોગવ તું સુખ સાત. મીણુલ૦ ૫

( એમ કહી વિદાય કરેછે ને ગીત ગાયછે. )

પડદો પડયો.

---

**પોંખતી વખતનું ગીત.**

"હળવે હળવે પોંખેરે મોટા ટોપા" એ રાગ.

હળવે હળવે પોંખોરે મોટાં બાઇ;
બાળાવરની શ્રૃષ્ટારે, કરે સ્હાઇ.
(ઇત્યાદિ.)

### માયરામાંબેસતી વખતનું.

"માયરૂ દીસેરે રળીયામણું" એ રાગ.

કરણુરાય ને મીણુલદેવી, માંયરાગાં બેઠારે (૨)
માંયરૂ દીસેરે રળીયામણું.

(ઇત્યાદિ.)

### હાથવાળો મળતી વખતનું.

"ઢોલો ઢમકયારે વર વહુના હાથ મળ્યા" એ રાગ.

ડંકા વાગ્યારે વર વહુનો હાથ મળ્યો,
જાણે ઇશ્વર પારવતીનો સાથ મળ્યો;
રાજા કરણ મીણુલતણો હાથ મળ્યો,
જાણે રામ સીતાતણો સાથ મળ્યો.

(ઇત્યાદિ.)

### ચોરીમાં ફેરા ફરતી વખતનું.

હસ્તી દંતની ચોગીરે, ચોરીએ રતન જડયાં,
જયકેશીની કિશોરીરે, કરણુથી ફેરા ફર્યાં.

(ઇત્યાદિ.)

### કંસાર જમતી વખતનું ગીત.

લાડો લાડી જમેરે કંસાર, કે ઉપર વેવાઇ ટરવરેરે;
બેટા મને આંગળડી ચટાડ, કે કંસાર કેવો ગળ્યો લાગેરે.

### ચોરીમાંથી પરણી ઉઠયા વખતનું ગીત.

અમે ઇડરીયો ગઢ જીત્યાંરે, આનંદ ભર્યાં;
વરકંન્યા પરણીને ઉઠયાંરે, આનંદ ભર્યાં.

(ઇત્યાદિ.)

**ગણુપતિપૂજન કરી કાંકણુદોરા છોડતી વખતનું ગીત.**

" તારે દોરડીયે દશ ગાંઠો કે લાડી દોરડો નવ છૂટે."
" તારો બાપ જયકેશી તેડાવ કે લાડી દોરડો નવ છૂટે."
એજ રીતે કન્યા તરફની વરને ગાયછે તેમાં ઉદયામતિને કહેછે.

**મીણુલદેવીને સાસરે વળાવતી વખતનું ગીત.**

હણુહણુ હાથલડી શણુગારોરે;
મીણુલબાઈને સાસરીયે વળાવોરે;
ઉદયામતી માત તણાં મન મોહેરે;
મીણુલને માનની નજરે તે જોવેરે;
ફળે રૂડાં પુત્ર રતન તણો ફાલરે;
શોહે રાજદરબાર ઝાકઝમાળરે.

( ઇત્યાદિ. )

---

# પ્રવેશ ૬ મો.

**પાત્ર.**

**મીણુલદેવી, દાશી, પાછળથી ઉદયામતિ ને મુંજાલ.**

**સ્થળ મીણુલદેવીનો નવો મહેલ.**

**મીણુલદેવી—**( એકલી. )

**કાફી.**

" હોરી પ્રીતમ વહેલા આવજો રાતે" એ રાગ.

આખર બેલી તું ઈશ્વરા, મોત દેને મહારાજ.  ટેક.

ઉડતાં પંખીને ઉત્તર દેશના, પુછતી હું સમાચાર;
ગવરી પુંજતાં માગતીરે, ભુપ કરણુ ભરતાર. આખર૦ ૧
પ્રેમે સામા પધારીરે, સારો કર્યો સત્કાર;
પાટરાણી કેરૂં પદ આપી, કીધો અનાદર અપાર. આખર૦ ૨
માહરામાં અવળે મુખેરે, રીસાઇ બેઠો રાજાન;
જે ચાર પગલાં ચોરીમાં મુકયાં, એ પણુ ભર્યાં અપમાન. આ૦ ૩
દુરથી ડુંગર લાગે રૂપાળા, એવું મારે થયું આજ;
પ્રેમ ભરી આવી પાસ જયાંરે, રૂઠયો દિટો મહારાજ. આખર૦ ૪
મનની રહિ મન માંહિતેરે, રામ ન આવી ઉમેદ;
સાસરિ થઇ મારે મન શૂળી, કીધી મ્હેલમાં કેદ. આખર૦ ૫

દાશી—(જે કયારથી ઉભી રહિ સાંભળતી હતી તે.)

"શીદ અકળાય બેની" એ રાગ.

ધૈર્ય ધરો બાઇ મોરી; ધૈર્ય ધરો બાઈ;
પિઉ પ્યાસી બાઇ મોરી, ધૈર્ય ધરો બાઈ. ટેક.
નળરાજા અને રાણી, દમયંતિ નાર;
પ્રેમમાં જે લબ્ધ ન તજતાં લાગી વાર. ધૈર્ય૦ ૧
સિતા સારૂં ઝુર્યા જુઓ, કૌશલ્યા તંન;
દીધો તેણે દેશવટો, સીતા વશ્યાં વંન. ધર્ય૦ ૨
ભર્યાં નીર એતો બાઇ, નિશ્ચે ઘટિ જાય;
બહુ પ્રેમ એતો બાઈ, નિશ્ચે તુટિ જાય. ધૈર્ય૦ ૩

મીણુલદેવી—

જફાવો સિતમકું સજા વાર હું. એ રાગ.

નહિ દાશિ નહિ દાશિ કર હવે વાર

અંગમાં સળગી રહ્યા છે અંગાર.   નહિ૦ ટેક.
જળો અત્તર ને સુગંધી અરેરે;
કુમકુમ કસ્તુરિને શું કરેરે.   નહિ૦ ૧
બાલે બાલે પરોવેલ મોતી;
રશિયા વિના રશીલી હીંડે રોતી.   નહિ૦ ૨
તિલડી નિલાડને કાજળ સાર્યા;
નથનીનાં મોતીએ પ્રગટ અંગારા.   નહિ૦ ૩
હાર હઇયાનો દીધી જાણે ફાંશી;
હસે અને આલમ કરે હાંશી..   નહિ૦ ૪
નીલાં તે ગજની કંચુકી એતો;
તિલ શોહે ન પતિ વિણ તેતો.   નહિ૦ ૫
જરિયન સાડી જેવી ફુલવાડી;
લાલ વિના ન શોહે કદિ લાડી.   નહિ૦ ૬
ઝાંઝર નેવરના ઝમકારા;
ધિક ધિક જો પિયુ ગાન ઉતાર્યાં.   [નહિ૦ ૭

( રાગ ચંદન મલિયાગરીનો જંગલો. )

પુત્ર ઉડને બેઠો તું થાને એ રાગ.

અહો દાશી તું જાણુછ એમ, કરૂં ઝુંપ મિણુલ ગાટ કેમ;
ખરે નીવડી નિમક હરામ, તારે આશા ઉડાવ્યાનું કામ.   ૧
દાશી જાત ઝાઝીમાં ન પડવું, રહે ઝાઝીમાં પડવાથી રડવું;
જા તું મધ્ય ચોક મોઝાર, કર જલદી તું ઝુંપ તૈયાર.   ૨
દહી દવાગ્નિમાં હતિ કાય, દાદો ગારો જે સુખકેશી રાય;

એના પુત્રની પુત્રી તે હું છું, નથી એમ જે નવું કરૂં છું. ૩
સતિ સાધનારે હું છું નાર, વધુ જો હવે કરિશ તું વાર;
વણુ પાવકે જવાળા પ્રગટશે, નખ શીખ તે માંહિ સળગશે. ૪
સે જો કેટલી લાગેછે વાર, ઉભી છું હાથ જોડી તઇયાર,
અગ્નિ માતરે અરજ ઊચારૂં, સંકટ સમયે સ્મરણ કરૂં તારૂં. ૫

**દાશી**—(એકદમ મીણલદેવીના હાથ ઝાલીને.)

**"સુંદરી સાવળીંગા મારી" એ રાગ.**

સહીયર મીણલ તું મારી, (૨)
તારી શિકારી, વાત કહું શુણુ, કેશિનિ કુમારી. ટેક.
જે રમ્યાં અહો રાત ભેળાં, (૨)
આજ છુટાં તે કેમ પડાશે, તે જો વિચારી. સહીયર૦ ૧
હું સુખી હતી તુજ સાથે, (૨)
આ દુઃખ વખતે દહન થતી જોઉ, પાસ રહી તારી. સહીયર૦ ૨
આપણે બળુ સાથ બળવું, (૨)
પછી રિબાવું રહે ન કોને, અહો સખી પ્યારી. સહીયર૦ ૩

(ગાઈ રહ્યા બાદ તરત કાઠીની ઝુંપ ખડવા જાયછે ત્યાં એકદમ ઉદયામતિ સામાં મળેછે એટલે તે હાથમાંથી લાકડાં નાખી દઇ પાછી વળી આવી મીણલદેવીને સૂચવેછે તેથી આંખ્યો ચોળતી મીણલદેવી સામી જઇ ધ્રુશકે ને ધ્રુશકે તેના આગળ રોઈ પડી રૂદન કરેછે ને વળી મરવાની રજા માગેછે.)

**"હે દયાળુ દેવ, કૃપાળુ તું" એ રાગ.**

**કામસેન રસીકાનો.**

હે દયાળુ માત, ઉદયામતી;

હું જોડી હાથ, કરૂં વીનતી. હે દયાળુ૦ ટેક.
દુર ચંદ્રપૂર, દુર માબાપ;
આંહી સહુ એ, છો માતુ આપ. હે દયાળુ૦ ૧
આ અપમાન, કેમ ખમાય;
બાલ્યાવય તે, શી રીત જાય. હે દયાળુ૦ ૨
ગવરી પુજી, પામી પતિ;
જેને સ્વપ્ન, વિશે જંખતી. હે દયાળુ૦ ૩
તીરસ્કારે, તેણે કર્યાં;
વિણ અપરાધ, ધુસ્સો ધર્યો. હે દયાળુ૦ ૪
પતિનો ન પ્રેમ, જેના પરે;
એજ જીવીત, તેનું ઠરે. હે દયાળુ૦ ૫
દમુ હું દેહ, એ દુઃખથી,
માતુ રજા, ઘો મુખથી. હે દયાળુ૦ ૬
દાશી ન માનિ, સાથે બળે;
સમજાવો તો, શાંતી વળે. હે દયાળુ૦ ૭

ઉદયામતિ—

"બેડા બાઈ બુડતો તારોરે, અંબે આઇ પારે ઉતારો" એ રાગ.

અરે એ શું વહુજી ઉચારોરે, લાજ સસરા પિતાની સંભાળો. ટેક.
કાલ હજી પરણીને છો આવ્યાં, આડી ગઇ નથી રાત;
એટલામાં કરવા થયાં ઉભાં, આમ શું આતમઘાત. અરે૦ ૧
ધોળા મારામાં ધૂડ ન નાખો, પળી મારાં પીંખાય;
બોડાં હું તમે જીવતાં બળો, ચાર લોક મને ચુંટી ખાય. અરે૦ ૨

અડધી કુંવરની ગઈ અવસ્થા, બાકી હશે કે નહિ મારિ;
પૌત્રનું સુખ અધાપિ ન પામી, જે આશ તમમાં છે ધારિ. અરે૦ ૩
ખોળામાં લઈ ખાંતે રમાડું, લાડ લડાવું લાખ;
ઘૂઘરો લેઇને ઘણણ બજાવું, લાખ મનમાં અભિલાખ; અરે૦ ૪
હીરા માણેકે પાલણું જડાવું, શોહાવું આ મુજ મહેલ;
અનેક આશા છે એવી એવી, ગાહારી તે તમમાં ભરેલ; અરે૦૫
સદા તડકાનો તડકો રહે નહિ, સદા રહે નહિ છાંય;
પલટે છાયા તડકા પલકમાં, વાતો રહી વંચાય.　　અરે૦ ૬
મરી છુટો તમે એક કદી પણ, મારો છુટે સંસાર;
ત્યારે મારે જીવી શું કરવું છે, વહુઅર મનમાં વિચાર. અરે૦ ૭
એક બેળી જેમ ખડકોછો બેની, વિચમાં ત્રીજી મુજ તેમ;
પ્રગટ જાણે હોલાષ્ટકી પ્રગટી, માસ ફાગણમાં જેમ. અરે૦ ૮
અહો દાશી જા આગ્રા ઉડાવ તું, ત્રણ કુપ કર તઈયાર;
પાછી આવી અમ પાસ ઉભી રહે, અગ્નિ વિનવિયે આવાર અરે૦૯

( દાશી જઇ કુપ ખડકી આવી સલગાવી ખબર આપેછે એટલે ત્રણે કુપ આગળ ઉભાં રહી પ્રાર્થના કરેછે )

**( ઉદયામાતા, મીણલદેવી ને દાસી મળી પ્રાર્થના કરેછે.)**

**રાગ ધ્રુઆખ્યાનનો.**

અહો અમારા અગ્નિ દેવા, વિનતી સુણી આ વાર;
આત્મ હત્યાનો દોષ નિવારી, કર આ ભોગ સ્વિકાર;
કર આ ભોગ સ્વિકાર અમારો, જુનો ક્ષત્રિ સુતાનો ધારો;
રહે રાયને સુખ અહમેવા, અહો અમારા અગ્નિ દેવા.
　　જય જય અગ્નિ દેવ૦ ૧

પાટણુ લીલાલ્હેર પ્રવર્તો, સીમા હો સુખનીજ;
હજો કણોના કણો હજારો, આશિષ સતિયોનીજ;
આશિષ સતિયોનિજ છે એવી, દયા ધરી દેવોને દેવી;
સ્હાય રહો પામો સુખપરતો, પાટણુ લીલાલ્હેર પ્રવર્તો.
જય જય અગ્નિ દેવ૦ ૨

ગાદી તે ગુજરાત તણી છે, જેનું પાટણુ શહેર;
દક્ષિણુ લગિ ચાલે દમદારે, સદા જેનિ સમશેર;
સદા જેનિ સમશેર છતી છે, પાટણુપતિ ગુજરાત પતિ છે;
એતો ચાલો રીત અનાદિ,[1] છે પાટણુ ગુજરાતનિ ગાદી.
જય જય અગ્નિ દેવ૦ ૩

( એટલામાં મુંજાલ આવી પહોચેછે ને અગ્નિને આડો થઇ ઉભો રહેછે, ને ગાયછે.

૧ આજ પણુ પાટણુપતિ ગાયકવાડ ગુજરાધિપતિ ગણુાય છે.

**હમકુ છોડ ચલે બન માધુ. એ રાગ.**

જીવતાં કેમ જલવા દેશું, ઉપાય થશે તે લેશુંરે. ટેક૦
સતિયો ન મરશો ક્રોધ કરીને. રાય કરણુની આણુ કહુંરે;
કોટી બ્રહ્મહત્યા હવે ગરો તો, કોટી ગૌહત્યા શિર દઉરે; જીવતાં૦૧
આવો થયો હું ચંદ્રાપુર લગિ, શું મુખ લઈને ચાલુંરે;
ફટફટ પાટણ આખું કરે મને, કેમ કરૂં મુખ કાળુંરે. જીવતાં૨
હવે હું બેલો છુંજ તમારા, તમે છુટયાં એ દુઃખથારે;
ચાલમા જો મારા નહિં ચુકેતો, સાથે બળીશું સુખથીરે. જીવતાં.૩

**ઉદયામતિ**—અહો મુંજાલ! એ દુઃખ મારે એવો એકે ઉપાય નથી.

**મુંજાલ**—ના જી, એક ઉપાય મને સુજેછે તે કરશું ને તે ઉપાય

નહીં ચાલે તો પછી આ છેવટનો ઉપાય કર્યા ગયોછે.

**ઉદયામતિ**—તે શો ઉપાયછે કહો, મને ખરો લાગશે તો હું તમારૂં વચન માન્ય કરીશ.

**મુંજાલ**—રાજાજી નમુંજાલા નટી ઉપર આશક થયાછે ને તેને આજે એકાંતમાં બોલાવવાની છે. આપણી મીણુલદેવીને હજી રાજાજીએ નેત્રથી પુરાં નિરખેલ પણ નથી. તેથી નમુંજાલાને બદલે તેમને ગોઠવી દઇશું કેમકે તે કાંઈ રૂપમાં એથી ઉતરે એમ નથી અને કામાંધ પુરૂષને ઓળખાણ પિછાન વગેરે કોઇ આડું આવતું નથી કે તે જોતો નથી.

**રાજા હુંમે કામકો ઇંદર મેરા નામ.**

દેખે ઉજડ દેશમાં જે પુરૂષ કામાંધ;
ગણે ન બેટી બેન જે, મરદો થાય મદાંધ;
વિનતા જે મનમાં વશી, તે ઉપર ત્રભમાન;
તન મન ધન તે ઉપરે, પ્રેમે વારે પ્રાણ.
અવર ન વસ્તુ એહને, જોની ગમે જરાય;
ભણકારા વાગે ભલા, સ્વપ્નાં એનાં થાય;
કૂળ તણું અભિમાન તે, એને નાવે કામ;
મછગંધા મનમાં વશી, રૂષી પરાશર નામ.
નરપતિ નમુંજાલા તણું, ધરિ બેઠો છે ધ્યાન;
તેમાં બસ છે નામ જો, એ સાંભળશે કાન;
નમુંજાલા એક અવર, એ નહિ કરે વિચાર;
ન્યુન્ય નથી નમુંજાલથી, મીણુલ રૂપ અંબાર.
અંધ થયો છે કામથી, એમાં થશે અધીક;

સ્પર્શે સાંભળી વસ્તુનો, થાતાં થશે ઠીક,
માતુ મુજ ઉદયામતિ, માટે માનો આપ;
ઉગરશે જિવ આ બધા, મટશે સઉ સંતાપ.

**ઉદયામતિ**—સાબાશ! મુંજાલ સાબાશ! વણુ પ્રધાને વાણીયે ગયું રાવણનું રાજ્ય.

**મુંજાલ**—આજે દિવસ આથમ્યા પછી ને દિવા થયા પહેલાં નમુંજાલનો પોષાગ હું આંઇ જનાનખાનામાં મોકલી આપીશ તે પેહેરી મીણુલદેવીએ રાજાજીની વિશ્રાંતીશાલામાં એકાએક દાખલ થઇ જવું ને તેમને પ્રેમમાં લીન કરી નાખવા. છુટા પડતી વખત રાજમુદ્રા રાજાજી પાસેથી માગી લઇ વિદાય થઇ જવું પણ એટલી સાવચેતી રાખવાની બાલામણ દેવી કે તે કળી જાય નહીં. હવે હું રજા માગું છું ને ઉપર મુજબ હું પેરવી કરૂં છું.

**ઉદયામતિ**—વારૂં ભલે પણ હવે તમારા કહેવા ઉપરજ રહીયે છીયે—(મુંજાલ જાયછે)

(સઉ જાયછે)

પડદો પડયો.



# પ્રવેશ ૬ ઠો.

## પાત્ર.

નમુંજાલા—નટી.
ચાકર—તેનો.
મુંજાલ—પ્રધાન.

**સ્થળ નમુંજાલા નટીનો ઉતારો.**

**ચાકર**—અરે બાઇ, રાજાનો પ્રધાન આવેછે.

**નમુંજાલા**—(એકદમ ઉભી થઇ સજ થતી સામી જઇ પ્રધાનને પ્રવેશ કરતો જોઇ નમન કરીને) પધારો! પધારો! પ્રધાનજી.

**મુંજાલ**—હા. નમુંજાલા. છો તો મજામાં.

**નમુંજાલા**—જી હા. આપનું એકાએક કેમ આવવું થયું?

**મુંજાલ**—અરે નમુંજાલા, હું તારૂં રૂપ જોઇ રીઝા રીઝા થઇ ગયોછુ. વારૂ, તમને કાંઇ ખબર મળી છે?

**નમુંજાલા**—જી હા. રાજાજીનો ખાસ હજુરી મને આજે વરધી આપી ગયોછે તે પ્રમાણે એકાંતમાં હું રાતના જવાની છું.

**મુંજાલ**—એકાંતમાં શું કરવા બોલાવ્યાં છે તે કાંઇ જાણો છો?

**નમુંજાલા**—જી ના. આપ જાણતા હો તો કહો.

**મુંજાલ**—અરે નમુંજાલા, આ પાટણનો ધણી છે. તમે રાજાઓનાં રમકડાં છો, વખત છે ને કોક કાળે રાજાનો જીવ બદલાયો તો પછી તે તમને બીજા રાજમાં જવા દેશે! ને તેમ છતાં દુખમાં દહાડા નહીં કાઢી શકતાં જવાનું કરશો તો પરીણામ શું! એ કાંઇ તમે વિચાર કર્યો! લ્યો, હું તો એજ

કહેવા આવ્યો હતો. ( એમ કહી ઉભો થવાનું કરેછે.)

**નમુંજાલા**—ના, ના. પ્રધાનજી બેસો, કહો.

**મુંજાલ**—ના, ના. હવે હું તો જઇશ. મારૂં નામ ક્યાંક લેવાય તો હું માર્યો જાઉં.

**નમુંજાલા**—અરે વાત શી કરો છો. સામા હેતુ થઈને કહેવા આવ્યા ને એમ તે હોયજ. હવે એનો ઉપાય શો કરવો તે બતાવો.

**મુંજાલ**—ખાઓ અલ્લાના સમ, ક્યાં નામ લ્યો તો.

**નમુંજાલા**—અલ્લાના સમ, અહો પરવરદિગાર એમ તે હોય!

**મુંજાલ**—ત્યારે તમારે પહેરવાનાં એક જોડ લુગડાં મને આપો ને તમે સબકાવી જાઓ પછી હું ગમે તેને મોકલીશ ને તે મરશે તો તેમાં મારૂં તમારૂં કાંઇ જશે? પણ પાછી ઓળખાણ રાખજો.

**નમુંજાલા**—વારૂ લ્યો આ સાડી, જામો ( બધું એક એક નંગ આ આપેછે તે લઇને )

**મુંજાલ**—લ્યો, આ મારીને તમારી પાક મોહબતમાં દશ હજાર રૂપીયાનો હાર હું તમને આપુંછું. પણ તેથી મને હમેશાં યાદ કરજો. ને પાછો કાગળ પત્રનો વહેવાર રાખજો.

**નમુંજાલા**—( એકદમ દશ હજારનો હાર જોઇને મનમાં ) અહો આટલું તો રાજા પણ આપત નહીં. ખરે ખર! એ મારા પર પુરો મોહીત થઇ ગયોછે તેથીજ એના મનમાં એમ આવ્યું હશે કે વળી જીવતી હશે તો કોકવાર મળીશું એમ ધારી કહેવા આવ્યો માટે બહેતર છે કે અત્યારે તો પાણી પણ આંઇ

નું હરામ કરી ચાલ્યા જવું. એવી પણ વાતો સાંભળી છે કે એક હુંશીયાર કારીગરે કોઇ એક રાજાનો કિલ્લો બાંધ્યો ને તેને ઇનામ આપતી વખત પુછ્યું કે આથી પણ હજી સારો કિલ્લો તું બાંધી શકે ? કારીગરે હા કહી એટલે તેને તૈયાર થએલા કિલ્લાના એક બુરજમાં ચણી લીધો જેથી એથી વધારે સારો કિલ્લો બીજો કોઈ રાજા બંધાવી શકે નહીં તેમ મારૂં પણ કરણ કરે તો પછી શો ઉપાય ! ( પ્રસિદ્ધ ) અહો પ્રધાનજી! મોટી મહેરબાની કરી. હવે મારે તમે લખો ત્યાં સુધી આ મુલકનું પાણી પણ હરામ છે. કાગળ પત્ર લખતા રહેજો ને તમારાથી હું વચને બંધાણીછું તે જીવતાં સુધી છુટનાર નથી. ( એમ કહી પાન સોપારી પ્રધાનજીને આપેછે એટલે તે જાયછે. )

( સઉ જાય છે.

પડદો પડગો.

# પ્રવેશ ૭ મો

## પાત્ર.

**ઉદયામતિ, દાશી, મુંજાલની સ્ત્રી અને મીણુલદેવી.**

**સ્થળ મોલાત**

**ઉદયામતિ**—અહો દાશી સૂર્યાસ્ત થવા આવ્યો પણ હજુ મુંજાલ તરફથી કાંઇ જણાયું નહીં.

**મુંજાલની સ્ત્રી**—( ઓચીંતી આવી ) અહો માતુશ્રી! નમન કરૂંછું અને આપના પ્રધાને આ લુગડાંની પોટકી આપી છે.

**ઉદયામતિ**—વારૂ લાવો. (લઇ જુએછે ને મીણલ દેવીને) લ્યો. ફ઼રો ફતેહ. હવે ત્યાં હુંશીઆરી તમારી જોઈએ.

**મુંજાલની સ્ત્રી**—ખરી વાત. (મીણલદેવીને)

**રાગ બિહાગની ગજલ.**

ફેશીની કિશોરિ છો કિશોર વયનો બાગ;
ભ્રમર તો ભટકી મરેછે, લેવાને પરાગ;
નારી તણાં નેત્ર એ તો તિક્ષણ છે તીર;
મર્દ ભેદાઇ મરે જે સાચા શરવીર;
મુખ પ્રભા પૂર્ણીમાના ચંદ્રથી અધીક;
અધર પરવાળાં ચંચુ કીરની નાસીક;
કોકિલ શો કંઠ, હસ્ત હાથી તણી સુંઢ;
સિંહલંક જોઇ થાય, દેવ દિગમુઢ.

**ઉદયામતિ**—ખરેખર, મીણલદેવીના રૂપમાં કાંઇ ખામી નથી. માત્ર હાવભાવ વાકચાતુરી એ રાજાનું મન હરણ કરવાનુંછે ને તેમાં એટલી ખુબી રાખવાની એ છે કે કોઇ રીતે તે કળી શકે નહીં.

**રાગ ગોડી આશા.**

નટડી વહુજી થાઓ, પ્રિય મારી નટડી વહુજી થાઓ. ટેક.
હાવે ભાવે કરીને વહુજી, રાય કરણ રીઝાવો; પ્રિય૦ ૧
હીંમત દ્રઢ તો રાખીને હૈયે, મ્હેલ નટડી બની જાવો; પ્રિય૦ ૨
છળ ભેદ કરી વંશ વધારી, આપ પાછાં અહીં આવો. પ્રિય૦ ૩

**મીણલદેવી**—(નટડીનો ડ્રેસ પહેરતી જાયછે ને ગાતી જાયછે.)

**રાગ આશાગોડી.**

**કિસમતની ગતિ ન્યારી, અહા માજી કિસમતની ગતિ ન્યારી;**

નટ તનૂજા થઇ નટડી બનુંછું, મટી કેશીની કુમારી; આહા૦ ટેક.
કોણ તણી કૂળવધૂ કહાઉં, વખત તણી બલિહારી. આહા૦ ૧
રાજ રિઝાવન જાવું છે મારે, એ છે જીવ્યાની બારી; આહા૦ ૨
આપની આશિષ ફળજો અમને, માગું હું માત અમારી. આહા૦ ૩
(ગાઇ જાયછે.)

( સહુ જાયછે. )

પડદો પડયો.

—❧○❧—

# પ્રવેશ ૮ મો.

## પાત્ર.

કરણ અને નમુંજાલા
રૂપે મીણલદેવી.
સ્થળ વિશ્રાંતિશાળા.

કરણ—( એકલો ) સોરઠી.

રાધે તારા ડુંગારિયામાં બોલે મોર. એ રાગ.

નમુંજાલા તું ઉપરે જાઉં હું વારી;
વારી જાઉ તુજ નામને, રૂપ પર જાઉ વારી; નમુંજાલા ટેક.
ઠગમગ ઠગમગ વાટડી નિરખું કયારે આવે પ્રાણપ્યારી નમું૦ ૧
આથમિયો દિન આઠ પ્રહરનો, રેન ગઇ પોર સારી. નમું૦ ૨
પાટરાણી કરી તુજને થાપુ, દાશી તારી કેશી કુમારી. નમું૦ ૩

નમુંજાલા—( એકદમ પ્રવેશ કરી ગાતી ચાલી આવેછે )

## રાગ ઉપરનો.

વા! વા! પ્યારા તુજ પ્રેમપેં જાઉ મેં વારી;
પૂર્વે જનમનાં દંપતિ આપણે વાત તે ધરની વિચારી; વા! ટેક
નટ ઘેર અમે જનગિયાં, બ્રહ્મા કીધી ચુક ભારી; વા! ૧
કદરદાન કરણુ મહારાજા, સર્વે તેં લીધી સુધારી; વા! ૩
( પ્રેમના આવેશમાં બંને ભેટી મળી કોટે બાઝી ગાયછે. )

## મેવાડો.

હે રસ ન્યારા પ્રેમકા, પિછાનોરે સહી. ટેક.
અમૃત પાન અમરને કીન્હા, હો ગય ત્રપ્ત તમામ;
તેત્રી કોટી રહ્યા પ્રેમકા ભૂખા, ત્રપ્તિ ન પાયા નામ. હે રસ૦ ૧
બસૈ સરોજ સરોવરેને, સુર્ય બસૈ આકાશ;
ખિલખિલ હોત ખુશી બહુત, કૈસો પ્રેમકા કરત પ્રકાશ. હે રસ૦ ૨
ચંદા દેખ ચકોરકો, તન કૈસો પુલકિત હોત;
ઘન સુનિ ચાતક ચિત્તમે, કૈસો પ્રેમકો હોત ઉદ્યોત. હે રસ૦ ૩
દીપક દેખ પતંગિયા સો, જારત અપના અંગ;
દુસરા કારન નહિ કછુ, હૈ કારણુ પ્રેમ પ્રસંગ. હે રસ૦ ૪
અનુભવી સો અંતર જાનત, પ્રેમ પ્રસંગકી બાત;
મુંગેકું સ્વપ્નો ભયો, અસો પ્રેમ ન બરન્યો જાત. હે રસ૦ ૫
( એ ગાઇ રહ્યા બાદ બંને જણુ ખુરશીઓ પર બેસેછે. )

કરણુ—અહો નમુંજાલા, મેં તો જે દિવસથી તમારૂ નામ સાંભળ્યું હતું ત્યારથી મળવાને મન આતુર થઇ રહ્યું હતું.

નમુંજાલા—તે એમજ છે. રાજાજી. એતો દિલભર દિલ છેકની.

રાગ કેરબો.

યહ પ્રેમકી બાત મેં કયા કહું રે,
કયા કહું રે મેં કયા કહું રે. યહ૦
રૂઝે ન ઘાવ બુઝે નહિ જવાલા,
પ્રેમકી પીડ કૈસે સહુ રે. યહ૦ ટેક
મેં જાનું કયુ હોત પંખિની. ઉડકે ઇધર ચલી આત;
જીય ઇધર ત્હાં ખોલિયા, પંથ દુર પડા ગુજરાત.
યહ૦ ૧

**કરણ**—દિવસ નિકાલા મેં કયા કહું, રેનકી કયા કહું બાત;
નહિયે તુમ ઈક નમુંજાલા, સારી સુની લગતિ ગુજરાત;
યહ૦ ૨

**નમુંજાલા**—આપ દિદાર બિના મુજે, એસા ન પરતા ચેન;
કુશ કુશ દિવસ નિકાલતી, રોના આતા સારી રેન.
યહ૦ ૩

**કરણ**—અબ નમુંજાલા મેં મંગતા હું ઈતના અપની પાસ;
કરના એશ ખાના પિના, ઓર કરના ઇધર નિવાસ;
યહ૦ ૪

**નમુંજાલા**—સચ્ચી બાત ક્ષિતિપતિ, કરે નટ ન હમેશા કબૂલ;
દો ઘડિ યહ મુલાકાતકી, નહિ બીસરો જાના બિલકૂલ;
યહ૦ ૫

**કરણ**—( ગાભરો થઇને નમુંજાલાની કોટમાં હાથ નાંખીને. )

**ગજલ ઇંદ્રસભાની ઢબની.**

માગે જે તું સુખ તે હું આપવા કહું;

કહે તો નમુંજાલા દાશી રખિયો દઉં;
કહે તો નમુંજાલા રાજ ત્યાગ હું કરૂં,
કહે તો નમુંજાલા સાથે નટ થઇ ફરૂં. ૧

નમુંજાલા— રાગ ઉપરનો.

એમ તો રાજાજી કહું કેદિયે ન થાય,
નટ મારી જાતના તે સર્વદા નિંદાય;
રાજમાં પ્રવેશ તો ન કેદિયે રહે,
ફટ ફટ નટ સર્વ મુંજને કહે. ૨

અહો રાજાજી, આપ નટ થઇ મારી સાથે નીકળો એટલે બીજાં રાજય ફુટંબો પછી કોઇ નટ જાતનો વિશ્વાસ કરે કે દરબારમાં પેસવા દે નહીં તેથી મારી જાત આખીની રોજી બંધ પડે.

કરણ—નહિં જાવા દેઉ, નમુંજાલા નક્કી જાણ;
બહેતર છે તું જતાં જો જાય મારા પ્રાણ;
પ્રેમનો જે પ્યાલો પીધો પરસ્પરે મળી,
ધડ શીશ પડે જુદાં જીવ નીકળી. ૧

નમુંજાલા—( રાજાનો આગ્રહ જોઇને )
વારૂ મારા રાયજી જો દ્યો મને જવા,
આપું હું વચંન તો ફરીથી આવવા;
ત્યાર બાદ આયુ આ તમામ આપ સાથ.
પ્રેમથી પુરૂં કરીશ હું વશી ગુજરાત. ૧

કરણ—( ખુશી થઇને. )
વાહ વાહ પ્યારી મારી હું થયો ખુશી,
માગ તે હું મોજ આપું તુજને હશી;

વળી વેગે આવજે ન દિન ગુમાવતી,
જરા તું ન તારે મન જુદાઈ જાણતી. ૧

**નમુંજાલા**—આપ તણી રાજમુદ્રા માગું એક રાય,
રાજરાણિ આપની છું એમ ઓળખાય;
માગું શું અધીક એથી આપની છે મ્હેર,
નટ ને સ્વદેશ મુંકી આવીશું આ ઠેર. ૧

**કરણ**—ખરી વાત, વળી રસ્તામાં માગ જેવો કોક નડે ને રાજ્ય મુદ્રા પાસે હોય તો હરકત નહીં.

લ્યો આ રાજ્યમુદ્રા પ્યારી પ્હેરો નિજ હાથ;
છે ઉમેદ તતંમાં શોભાવશો ગુજરાત;
પાટરાણી પાટણનાં આપ છો ખચીત,
ભૂલ્યો છે બ્રહ્માએ દીધું નટનું નિમીત. ૨

**નમુંજાલા**—( રાજ્યમુદ્રા હાથમાં લઈને )

**કેરબો.**

લેતો જા શ્યામળીયા બીડી પાનનકી;
પાનનકી મોહે લાલનકી; લેતો જા૦ એ રાગ.
પરદેસી પંખીડે હમ રાજન હૈ;
હમ રાજન હૈ હમ રાજન હૈ; પરદેશી૦ ટેક.
વિદાયગીરીકી સલામ હમેરી, "
કબુલ કરના સો નિધા રખકે; પરદેશી૦ ૧
ભૂલ ન જાના કબુ પટ્ટનભૂપતી,
પ્રેમકી બાત સો યાદ રખકે. પરદેશી૦ ૨
રાજમુદ્રા લેકે આપકી હુઇ મેં,

બાત પ્રસિદ્ધ હોગી મુલકન મે.    પરદેશી० ૩

(એ ગાઈ જાયછે એટલે.)

કરણ—(એકલો નિશ્વાસ નાખીને.)

અરે પરમેશ્વર શું પરદેશીના મ! ઘાયલ કરી ચાલી ગઇ.

રાગ તજાના.

તુમ દેરો ક્રિષ્ણકી બાંસુરી, (૨) એ રાગ.

પરદેશી કેરી પ્રીતડી (૨)

ઘાયલ કરિ કરિ જાય આહાહા,

નારે ખમાયે હાયે, તનમા મનમાં પીડા પ્રગટે અરરરર;

ધીરથી ન બેસે જીવ ઠરીને,

શું હું કહું મમ દુખ તન ધ્રૂજે મુજ થરરરર;    પરદેશી० ૧

(સહુ જાયછે.

પડદો પડયો.

---

# प्रवेश ९ मो.

## પાત્ર.

સામતુ, ઉદ્દા, મુંજાળ પ્રધાન મંડળ.

સ્થળ દિવાનખાનું.

**સામતુ**—(એકલો) ઓહોહો! હજી ઉદ્દા કે મુંજાળ કોઇ આ-વ્યા નહીં. (એટલામાં ઓચીતા ઉદ્દા ને મુંજાલ આવીને.)

**ઉદ્દા**—(સામતુને) જુહાર શેઠ જુહાર.

**સામતુ**— ઉભા થઇને ) જુહાર!

**મુંજાલ**—જુહાર શેઠ જુહાર.

**સામતુ**—જુહાર, જુહાર. આવો. આવો. (કહી બધા બેસે છે.)

**ઉદા**—કેમ શેઠ. આજ અત્યારમાં? હું તો અપાશરે હતો ત્યાં ગાણસ આવ્યું.

**મુંજાલ**—હું પણ દેરે જવાનું કરતો હતો.

**સામતુ**—(ઉદાશી ચહેરે) આ કાંઇ નહીં, તમે જાણોજ છો! હવે આ આપણા રાજાજી—

**ઉદા**—હા, એ વિચાર જેવું થઇ પડયું. રાંડ એક ટકાની નટડીના મોહમાં ફસાયા તે આજ વરસ વરસ દહાડો થઇ ગયો પણ મહેલમાંથી બહાર નીકળી કચેરીનું મોં તો તેમણે દીઠુંજ નથી.

**સુંજાલ**—અરે નટડી તો બિચારી કે દહાડાની ગઇછે પણ કોણ જાણે રાજાને શું થયું. તે મહેલમાંને મહેલમાંજ બેશી રહેછે.

**સામતુ**—થાય શું? આખો દિવસ રો રો રો રો કરેછે ને છેવટ જોગી થઇ નટડી વાંસે ચાલ્યા જશે મને તો એમ લાગેછે.

**ઉદા**—ના, ના. ત્યારે આપણે એનો તો કાંઇ વિચાર કરવો.

**સુંજાલ**—શું કરિયે? થાય શું.

**સામતુ**—મારો મત તો હવે એમ છે કે આપણે ઉદયા માતા પાસે જઇ હકીકત જાહેર કરવી ને તેમની સલાહ લેવી.

**ઉદા**—બરાબર, ખરી વાત.

**સુંજાલ**—એમજ કરવું જોઇએ.

**સામતુ**—ચાલો ત્યારે, ઉઠો.

( એમ કહી સઉ ઉભા થાયછે, તે વખત કોઇ જોય હાય દઇ,

કોઇ લાકડી હાથમાં ઝાલી, કોઇ દુપટ્ટાના બે છેડા ઝાલી, કોઇ બીજાનો ખભો ઝાલી તમાસગીરોને હસાવા જેવી રીતે ઉતાવળા ઉતાવળા ઉભા થઇ કાછડી પાટલી સંભાળતા ખોસતા ચાલવા માંડેછે.

સહુ જાયછે.

( પડદો પડયો )



# પ્રવેશ ૧૦ મો.

## પાત્ર

### ઉદયામતિ અને તેની દાશી

### તથા

### પાછળથી પ્રધાનમંડળ.

**ઉદયામતિ**—અહો દાશી? કરણ મહારાજને પ્રમાતના પ્રણાગ અર્થે આંઇ આવે આજે વર્ષ પુરૂં થયું. બિચારો મુંજાલ કહેતો હતો કે, “વિનતા જે મનમાં વશી, તે ઉપર ગુમાન, તન મન ધન તે ઉપરે, પ્રેમે વારે પ્રાણ.” ખરેખર તેમજ બન્યું. નમુંજાલા રૂપે મીણલને પણ મહેલ ગયે વર્ષ દહાડો થઇ ગયો, પણ હજી તેનામાંજ ધ્યાન લાગી રહ્યુંછે. એને બિચારીને આપણે પલ્લીનગર (પાલણપુર) તેજ રોજે છાની રવાને કરી, ત્યાં તેને કુંવર આવ્યો અને તે પણ બે મહીનાનો થયો. હવે તો તે પણ બિચારી ત્યાં રહી મુંઝાવી હશે.

**દાશી**—ખરી વાત માજી પણ તેનો ઉપાય શો કરવો ? કરણ મહારાજ તો વિશ્રાંતીશાળામાંથી બહાર નીકળતાજ નથી. ગામમાં હવે પણ છાની છાની એજ વાત થાય છે તે મારાથી તો સાંભળી પણ જતી નથી. ( એટલામાં પ્રધાનમંડળ આવી નમન કરી બેસેછે. )

**ઉદયામતિ**—કેમ પ્રધાનો ! આજે તો બધા ભેગા થઇ આવ્યા !

**સામતુ**—અહો માતુશ્રી આજે વર્ષ દહાડો પુરો થયો પણ કરણ મહારાજ તેમાં એક દિવસ કચેરીમાં કે સ્વારી કરી બહાર પધાર્યા નથી ને લોકોવાણી ઘણો અપવાદ મુકેછે માટે જાહેર કરવા આવ્યા છીએ.

**ઉદયામતિ**—અહો દાશી ! તું જા અને કરણ મહારાજને કહે કે આજે માતુશ્રીની તબીયત ઘણે દરજ્જે બગડી ગઇછે, પ્રધાન મંડળ પણ જોવા આવેલછે. જો આપને મરજી હોય તો પધારો.

**દાશી**—આજ્ઞા, માતુશ્રી. જાઉંછું. ( તે જાયછે ને કરણ મહારાજને તેડી લવેછે એટલે પ્રધાનમંડળ સઉ ઉભું થાયછે. )

**કરણ**—માતુશ્રી ! વંદન કરૂંછું. ( કહી ગમગીન ચહેરે બેસેછે એટલે સઉ બેશી જાયછે. )

**ઉદયામતિ**—ઘણું જીવો બેટા. જે કરણ કોઇ દિવસ પણ ત્રિકાળ પ્રણામ ચુકે નહીં તેણે આજે વરસ વરસ દહાડો થયો માતુશ્રીની ખબર લીધી નથી. અરે એ તે તમે કરણ હો ? હું ખરી રજપુતાણી છું. મારૂં દુધ એવું હોય નહીં. હું આજે પણ આટલી તકલીફમાં તમને નાખત નહીં પણ આ પ્રધાન

મંડળના આગ્રહ ઉપરથી તેમ કરવું પડયુંછે. તેમણે કહ્યું અને મને પણ થયું કે કાયાનો ધર્મ છે. છે ને નથી માટે કરણ મહારાજના ધ્યાનમાં હોય તો સારૂ. હું જાણું છું કે કોઇ વખત તમારા પારણા ઉપર આપણી કોઇ ગોલીનો પડછાયો પડી ગયો હશે નહીં તો કદી તેમ થાય નહીં.

**કરણ**—(નીચું જોઇ મોંય ખોતરતાં અહો માતુશ્રી ક્ષમા માગુંછું. ખરેખર મારામાં ભુલ પડી ગઈ. હું કૃતઘ્ની થયો. આપનો ગુન્હેગાર છું.

**ઉદયામતિ**—અરે કરણ. હજી તારામાંથી બાળક બુદ્ધિ ગઇ નહીં. તને ક્ષત્રિના ધર્મની મુદલ ખબર નથી એમ કહીયે તો ચાલે. જો તારા પિતા, તેમણે એકાંત વાસ લીધો, અને તારો ભાઇ પુત્ર ધર્મ બજાવા તેમની સેવામાં રાજ્યની લાલચ મુકી ચાલતો થયો. એણે ક્ષત્રાણીનું દૂધ ભલે પીધું. રાજ્ય, રાણી, વાડી, ઘોડી કશામાં પણ એનું ચિત્ત રોકાયું કે લોભાયું પણ નહીં.

**સામતુ**—માફ કરો, માતુશ્રી! જેટલે દરજ્જે આપ કરણ મહારાજને કહોછો તેટલે દરજ્જે તેમનો અપરાધ નથી. મહારાજનું શરીર જોતાં તેમની તબીયત પણ સારી હોય એમ જણાતું નથી. આપની આમન્યા તેઓ પુરેપુરી રાખેછે પણ ઉપરના કારણસર તે આપ પાસે આવી શકયા નહીં હોય. હમણાં કચેરીમાં પણ મહારાજ પધારતા નથી. માટે આપ મોટાં છો ને મેહેરબાનીથી તેમને માફી બક્ષવી ઘટારત છે.

**ઉદયા**—અરે સામતુ! તમે કહોછો તે હું જાણુંછું ને તેમનો ચહેરો પણ કહી આપેછે કે તેમની તબીયત સારી ન હતી પણ

અમારો ક્ષત્રિનો ધર્મ વાણીઆ બ્રહ્મણથી પણ વધારે સખ્ત છે ને તે તેના સમજવામાં નથી માટે કહેવું પડે છે. મારી તો હવે અવસ્થા થઈ છે પણ પાછળ તેને વિચાર પડશે.

એણે મહીનામાં એક વખત અવસ્ય બ્રહ્મ સમાજ બોલાવવી જોઈએ. ધર્મ સિંધુ, મનુસ્મૃતિ, પરાશરસ્મૃતિ, ભાગવત, રામાયણ આદિ વંચાવી સાંભળવાં જોઈએ અને રાજ્યનીતિના ગ્રંથોનું અવલોકન કરવું જોઇએ. જુઓ કે આ વર્ષમાં તેમાંનું તેણે કાંઇ પણ કીધું છે? અને જો પહેલી કાંઇ નથી કીધું તો તેનામાં ધર્મનો અંશ કયાંથીજ હોય દયા કયાંથી હોય. ક્ષત્રિના ધર્મની શી ખબર પડે? મનુષ્યમાં અને બીજા પશુ પક્ષીમાં માત્ર એટલોજ ફેર છે કે મનુષ્ય ધર્મ અધર્મ સમજી શકેછે અને પશુ પક્ષીમાં તે જ્ઞાન નથી. બાકી ઉંઘ, અહાર અને મૈથુન્ય તો સર્વનેજ એક સરખાં લાગુ છે.

**કરણ**—(ગદ ગદ કંઠે) અહો માતુશ્રી! હું ભુલ્યો. બાળક ઉપર કોપ કરવો ઉચિત નથી. હું મહા પાપી થયોછું ને આપની દયા માંગુછું.

**ઉદયા**—અરે પુત્ર! આહાહા! હું ભુલી ગઇ. પુત્ર કહેવાઇ ગયું. જ્યાં સુધી તમે તમારાં કરેલ પાપનું પ્રાશ્ચિત કરી આવ્યા નથી ત્યાં સુધી તમને પુત્ર કહેતાં પણ મને ગાળ લાગેછે. ખેર! જુઓ કે તમે ક્ષત્રાણીના પુત્ર હોવાનો એક તરફ દાવો રાખોછો અને બીજી તરફ કેવી રીતે વર્તોછો તેનો ખ્યાલ કરો. હું તમારી મા છુ એટલે મારે તમને ખુલ્લા શબ્દોમાં આ જગાએ કહેવું યોગ્ય નથી પણ ખરેખર તમે તમારા ધર્મમાં ચુકયાછો અને તેને માટે હું તમને આજ્ઞા કરૂંછું

કે કદી આ વ્યાધિમાં મારી કાયા પડી જાય તોપણ જ્યાં સુધી તમે તમારા પાપનું પ્રાશ્ચિત કરી ના આવો ત્યાં સુધી મારા શબને પડછાયો પણ તમારો પાડશો નહીં. નહીંતો માતુદ્રોહિપુત્રનું પાપ તમને લાગશે અને કેવળ નિષ્કલંકી તે થશે. પણ જે ખરા ક્ષત્રિ છે તેમનેજ મારા ટુકડા આવવા દેજો (એમ કહી ઉભા થઈ પલંગ ઉપર મોં ફેરવી સુઇ રહેછે. અને કરણ મહારાજ તથા પ્રધાન મંડળ ઉદાશી ચહેરે ત્યાંથી વળી નીકળેછે.

સહુ જાય છે.

(પડદો પડયો.)



# પ્રવેશ ૧૧ મો.

## પાત્ર.

મહારાજા કરણ, દ્વારપાળ, સહદેવ જોશી, રામ પંડિત, શુકશાસ્ત્રી વગેરે વિદ્વાન બ્રાહ્મણો.

## સ્થળ.

વિશ્રાંતિશાળા.

કરણ—( એકલો )  રાગ બિહાગ.

હે દેવા રે, આ શો ગજબ થયો; (૨) ટેક.
માતુશ્રીને કેણે કહ્યું જઇ,

દુખ ઉદધી ઉભરી ગયો, હે દેવારે. ૧
જોતાં નથી મુખ જેથી જનીના,
હૃદય રોષ ભાગી ગયો. હે દેવારે ૨

અલેક્ઝરોં તુ યાદ કર એ રાગ.

રે હવે તું જીવ શાને સોચના ધરે;
આદર્યા અગાઉ કાં વિચાર ના કરે; રે હવે. ટેક.
મશુરની આશ મઠ વાવિ કાં ધરે;
એરંડામાં આશ સેલડીની શું કરે; રે હવે. ૧
કાશીએ જવું ને ડગ દ્વારકાં ભરે;
અધર્મનું ફળ તે વિપત ઉતરે; રે હવે. ૨

અહો હો હો! માતુશ્રીનો ક્રોધ! કહેવાની વાત નહીં. તેમની હયાતી પછી શબને પડછાયો પણ મારો ન દેવો એટલુજ નહીં વળી પ્રતિજ્ઞા. હવે શું કાંઇ પ્રાશ્ચિત કર્યા વગર છુટકો છે? ખેરા બન્યુ તે ખરૂં. અહો દ્વારપળા!

દ્વારપાળ—આજ્ઞા, મહારાજ (કહી હાજર થઇ જાય છે.)

કરણ—અરે આપણા નગરના સહદેવ જોશી, શુકશાસ્ત્રી ને રામપંડિત વગેરે વિદ્વાન બ્રાહ્મણોને બોલાવ.

દ્વારપાળ—તઇયાર મહારાજ. ( કહી જાયછે ને તેડી લાવેછે. બ્રાહ્મણો આવી નમન કરી બેસેછે. રાજા તેમને ઉભો થઇ માન આપેછે.

કરણ—અહો ભૂદેવો!

મનુસ્મૃતિના પહેલા અધ્યાયમાં શ્લોક ૯૨—૧૦૧ * તથા અધ્યાય બીજાના શ્લોક ૧૩૫ વાળાથી આપ સર્વ સૃષ્ટિના અધિષ્ટાતા છો, અમારા પૂજ્ય છો, અને સર્વ પ્રકારનું ઐશ્વર્ય એ આપમાંજ રહેલું છે માટે હું આપને શાષ્ટાંગ નમન કરું છું, (કહી પુજા કરેછે.)

---

* ऊर्ध्वं नाभर्मेध्यतरःपुरुषःपरिकीर्त्तितः । तस्मान्मध्यतमंत्वस्यमुक्तं स्वयंभुवा ॥ ९२ ॥ उत्तमाङ्गोद्भवाज्ज्यैष्ठयाद्ब्रह्मणश्चैव धारणात । सर्वस्यैवास्य सर्गस्य धर्मतो ब्राह्मणःप्रभुः ॥ ९३ ॥ तं हि स्वयंभुःस्वादास्यात्तपस्तप्त्वादितोऽसृजत् । हव्यकव्याभिवाह्याय सर्वस्यास्यच गुप्तये ॥ ९४ ॥ यस्यास्येन सदाश्नन्तिहव्यानि त्रिदिवौकसः । कव्यानि चैव पितरः किं भूतमधिकं ततः ॥ ९५॥ भूतानां प्राणिनःश्रेष्ठाःप्राणिनां बुद्धिजीविनः । बुद्धिमत्सु नराः श्रेष्ठा नरेषु ब्राह्मणाः स्मृताः ॥ ९६ ॥ ब्राह्मणेषु च विद्वांसो विद्वत्सु कृतबुद्धयः । कृतबुद्धिसु कर्त्तारःकर्तृषु ब्रह्मवादिनः ॥ ९७॥ उत्पत्तिरेव विप्रस्य मूर्तिर्धर्मस्य शाश्वती । स हि धर्मार्थमुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥ ९८॥ ब्राह्मणो जायमानो हि पृथिव्यामधिजायते । ईश्वरःसर्वभूतानां धर्मकोशस्य गुप्तये ॥ ९९ ॥ सर्वं स्वं ब्राह्मणस्येदं यत्किंचिज्जगतीगतम् । श्रेष्ठयेनाभिजनेनेदं सर्वं वै ब्राह्मणोऽर्हति ॥ १०० ॥ स्वमेव ब्राह्मणो भुक्ते स्वं वस्ते स्वं ददा

**બ્રહ્મસમાજ**—આશિર્વાદ ધનવાન, પુત્રવાન, લક્ષ્મીવાન. આયુષ્યવાન કલ્યાણમસ્તુ.

**કરણ**—( હાથ જોડી થોડીવાર ધ્યાન ધરીને ) અહો રૂષિયો ! ક્ષત્રિના પુત્રથી કોઇ અનાચારનું કામ થઇ જાય તો તેનું પ્રાશ્ચિત શી રીતે ?

( બધા વિચારમાં પડેછે પછી આપસમાં. )

**રામપંડિત**—ક્ષત્રિના દીકરાથીતે અનાચારનું શું કામ થાય ?

શુકશાસ્ત્રી—

**સહદેવ**—હા. હા. હું પણ એજ વાત કરૂંછુ.

**શુકશાસ્ત્રી**—ક્ષત્રિના ધર્મ તો આ મનુસ્મૃતિમાં ઘણાય લખ્યા છે. જુઓ અધ્યાય ૧ લો શ્લોક+ ૯.

પ્રજાનું રક્ષણ કરવું, દાન આપવું, યગ્ન કરવો, ભણવું અને સંસારના ભોગ વિલાસમાં આશક્ત ન થવું એ પાંચ ધર્મ ક્ષત્રિયોને માટે સંક્ષેપ ઠરાવ્યા.

**રામપંડિત**—ને અધ્યાય ૨ જાનો શ્લોક §૮૦ મો જુઓ એમાં

---

तिच । आनृशंस्याद्ब्राह्मणस्य भुंचते हीतरेजना:॥१०१॥ब्राह्मणं दशवर्षं तु शतवर्षं तु भूमिदम् । पितापुत्रौ विजानीयाद्ब्राह्मण स्तुतयो पिता ॥१३५॥

+ प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेवच । विषयेष्वप्रसाक्तिश्च क्षत्रियस्य समासत:॥१३५॥ § एतयर्चाविसंयुक्त:कालेच क्रियया स्वया॥ ब्रह्मक्षत्रियविट्योनिर्गर्हणां यातिसाधुषु ॥८०॥

ગાયત્રીને હોમાદિ કર્મ કરવાનું નથી લખ્યું કે?

**સહદેવ**—અરે એમ જોઇએ તો તો એ અધ્યાયનો શ્લોક *૧૦૩ નો છે તેમાં તમારા કહેવા પ્રમાણે જે કરે નહીં તેને ત્રિવર્ણે પશુ સરખો જાણી પંક્ત બહાર કરવા લખ્યું છે.

**કરણ**—મહારાજ! ભોગ વિલાસમાં આશક્ત ન થવું એ વિષય વધારે ચરચાવવા યોગ્ય છે માટે કૃપા કરો.

**શુકશાસ્ત્રી**—અહો રાજેંદ્ર! ભોગમાં આશક્ત ન થવું એટલે ઇંદ્રીયો વશ રાખવી. એ બાબત મનુએ બીજા અધ્યાયના શ્લોક ×૮૮ થી ૯૬ સુધી લખ્યા છે તેમાં હોપને પમાડનાર અને

---

* न तिष्ठति तु यः पूर्वां नोपास्ते यश्च पश्चिमाम् स शूद्रवद्बहिष्कार्यः सर्वस्माद्द्विजकर्मणः ॥१०३॥

× इंद्रियाणां विचरतां विषयेष्वपहारिषु । संयमे यत्नमातिष्ठेद्विद्वान्यंतेव वाजिनाम् ॥८८॥ एकादशेन्द्रियाण्याहुर्यानि पूर्वमनीषिणः । तानि सम्यक्प्रवक्ष्यामि यथावदनुपूर्वशः ॥८९॥ श्रोत्रं त्वक्चक्षुषी जिव्हा नासिका चैव पंचमी । पायूपस्थं हस्तपादं वाक्चैव दशमी स्मृता ॥९०॥ बुद्धीन्द्रियाणि पंचैषां श्रोत्रादीन्यनुपूर्वशः । कर्मेंद्रियाणि पंचैषां पाय्वादीनि प्रचक्षते ॥९१॥ एकादशं मनो ज्ञेयं स्वगुणेनोभयात्मकम् । यस्मिञ्जिते जितावेतौ भवतः पंचकौ गणौ ॥९२॥ इन्द्रियाणां प्रसंगेन दोषमृच्छत्यसंशयम् ।

મોક્ષને અપાવનાર અગ્યાર ઇંદ્રીઓ કહીછે, તે પછકી એક મનઇંદ્રી જીતાઇ તો સર્વમાં તે શ્રેષ્ટ ગણાય છે. માટે મન ઇંદ્રી જીતી ૪ અધ્યાયના * ૧૬ શ્લોક પ્રમાણે કામવૃત્તિથી વિશયમાં આશકત ન થતાં ત્યાગ વિરોધી તે વૃતિને દુર કરવી એટલે અધ્યાય ૬ ઠાના શ્લોક ૮૦+ મા પ્રમાણે આ લોકમાં અવિનાશી સુખ અને પરલોકમાં મોક્ષની પ્રાપ્તિ થાય છે.

કરણ—અહો ગુરૂજી. કામવાસના મનવડે ઉત્પન્ન થાયછે તે મનને કેવી રીતે જીતવું તે કહોઃ

---

संनियम्य तु तान्येव ततः। सिद्धिं नियच्छति ।। ९३ ॥ न जातु कामः कामानामुपभोगेन शाम्यति । हविषा कृष्णवर्त्मेव भूय एवा भिवर्द्धते ॥ ९४ ॥ यश्चैतान्प्राप्नुयात्सर्वान्यश्चैतानकेवलांस्त्यजेत् । प्रापणात्सर्वकामानां परित्यागो विशिष्यते ॥९५॥ न तथैतानि शक्यन्ते संनियन्तुमसेवया । विषयेषु प्रजुष्टानि यथा ज्ञानेन नित्यशः ९६ * इन्द्रियार्थेषु सर्वेषु न प्रसज्येत कामतः । अतिप्रशक्तिं चैतेषां मनसा संनिवर्त्तयेत् ॥ १६ ॥ × यदा भावेन भवति सर्व भावेषु निः स्पृहः । तदा सुखमवाप्नोति प्रेत्य चेह च शाश्वतम् ॥ ८० ॥

શુક્રશાસ્ત્રી—અહો રાજેંદ્ર! મનને એકાંતવાસમાં સમાગમ થવાથી કામવાસના ઉત્પન્ન થાયછે માટે તેમ ન થવાતો પ્રથમથીજ એ ડાહ્યા રૂષીનુ વચન છે.

અધ્યાય ૨ ના શ્લોક ૨૧૫ માં* મા બેન અને દીકરી સાથે પણ એકાંતમાં બેસવું નહીં એમ કહેલુ છે તો પછી અલગની સ્ત્રીયે. સાથે તો વાતજ શી?

સ્ત્રીયોનો સ્વભાવ એજ અધ્યાયના શ્લોક + ૨૧૩—૨૧૪ માં છે તેમાં મોહ લાલચમાં નાખી દૂષણ લગાડવાનો કામ ક્રોધ વશ થયેલા માત્ર મૂર્ખનેજ આડે માર્ગે દોરી જાય છે તોપણ મહા જ્ઞાનીઓ તેનો વિશ્વાસ કરતા નથી અને ૧૨૯ મા શ્લોક¹ ને આધારે પર સ્ત્રી જેની સાથે કાંઇ પણ સગપણ નથી તેને બા, બહેન કહી બોલાવેછે. વળી અધ્યાય

---

* मात्रा स्वस्त्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् । बालवानिंद्रियग्रामो विद्वांसमपि कर्षति ॥ २१५ ॥ × स्वभावएष नारीणां नराणामिह दूषणम् । अतोऽर्थान्न प्रमाद्यन्ति प्रमदासु विपश्चित: ॥ २१३ ॥ अविद्वांसमलं लोके विद्वांसमपि वा पुन: । प्रमदाह्युत्पथं नेतुंकामक्रोधवशानुगम् ॥ २१४ ॥

१ परपत्नि तुया स्त्रीं स्यादसंबन्धा च योनित: । तां ब्रूयाद्भवतीत्येवं सुभगे भगिनीतिच ॥१२९॥

૪ થાના શ્લોક[1] ૧૩૩ મુજબ તેનું સન્માન પણ કરતા નથી. અહો રાજેંદ્ર! પરસ્ત્રીનું કપટ ભાવથી સેવન આયુષ્ય ઓછું કરે છે એમ એજ અધ્યાયના ૧૩૪ મા શ્લોક[2]માં સાફ લખેલું છે.

**કરણ**—અહો મહર્ષિ! કદી તેની કોઇ કન્યા હોય અને રાજાને તેથી લગ્ન કરે તો?

**શુકશાસ્ત્રી**—સાંભળ, તે કહું.

એ બાબતનાં અધ્યાય ૯ નો શ્લોક[3] ૮૭ મો છે તેમાં લખ્યું છે કે પોતાના શરીરની ચાકરી અને ધર્મ કાર્ય સ્વજાતિ પરણી સ્ત્રી પાસે કરાવવું. પરજાતિની પાસે કરાવે તો તેને ચાંડાલ લેખવો. વળી તે કન્યાની ખુશી હોય પણ તેનાં સગાં ગરજી ન હોતાં તેમને છેતીને લાવે તો ગાંધર્વ રાક્ષસ અને તે કન્યાનાં સગાં વહાલાંને મારી છેદીને કન્યાને રોતી લાવે તો રાક્ષસી વીવાહ કહેવાય છે એમ અધ્યાય ૩ જાના

---

१ वैरिणं नोपसेवेत सहायं चैव वैरिणः । अधार्मिकं तस्करं च परस्यैव च योषितम् ॥ १३३ ॥

२ नहीदृशमनायुष्यं लोके किंचन विद्यते । यादृशं पुरुषस्येह परदारोपसेवनम् १३४॥

३ यस्तु तत्कारयेन्मोहात्सजात्या स्थितयान्यया । यथा ब्राह्मण चाण्डालः पूर्वदृष्टस्तथैव सः ॥ ८७॥

શ્લોક §૨૬ તથા ૩૩ લખેછે. ને તેના પુત્ર થાય તોપણ એજ અધ્યાયના શ્લોક *૪૧ ના પ્રમાણે ઘાતકી, જુઠા અને વેદ ધર્મનો દ્વેષ કરનાર નીકળેછે.

કરણ—અહો ગુરૂજી! કદી કન્યા ક્ષુદ્રની હોતાં તેનાં માબાપ અને કન્યા સહુ રાજી હોય તો?

ગુરુશાસ્ત્રી—અહો રાજેંદ્ર! એનો તો વળી સાવ નિષેધ કર્યોછે. જુઓ અધ્યાય ૩ જાનો શ્લોક× ૧૪—૧૫ તેમાં કહેછે કે કદી મોહને લીધે કોઇ એમ કરે તો તેનું કુળ સંતાન સહીત ક્ષુદ્રતાને પામેછે ને લગ્ન કરનાર પુરૂષ ક્ષત્રી હોય તો તેનો જે પુત્ર તે ઉગ્ર કહેવાય છે. અહો રાજેંદ્ર! શાણા પુરૂષે બીજ વાવવું તે ક્ષેત્રનો વિચાર કરીનેજ. કેમકે નવમા અધ્યાયના

---

§ पृथक्पृथग्वा मिश्रौ वा विवाहौ पूर्वचोदितौ । गान्धर्वो राक्षसश्चैव धर्म्यौ क्षत्रस्य तौ स्मृतौ ॥ २६ ॥ हत्वा छित्वा च भित्वा च क्रोशन्तीं रुदतीं गृहात् ॥ प्रसह्य कन्याहरणं राक्षसो विधिरुच्यते ॥ ३३ ॥

* इतरेषु तु शिष्टेषु नृशंसानृतवादिनः । जायन्ते दुर्विवाहेषु ब्रह्मधर्मद्विषः सुताः ॥ ४१ ॥

× शूद्रैव भार्या शूद्रस्य सा च स्वा च विशः स्मृते ते च स्वा चैव राज्ञश्च ताश्च स्वा चाग्रजन्मनः ॥ १३ ॥ न ब्राह्मणक्षत्रिययोरापद्यपि हि तिष्ठतोः । कस्मिंश्चिदपि वृत्तान्ते शूद्रा भार्योपदिश्यते ॥ १५ ॥

*૪૮ મા શ્લોકમાં કહ્યું છે કે જેમ ગાય ઘોડી બકરી ઉંટડી દાશી કન્યા ભેંશ અને ઘેટીને વિશે બીજ વાવનાર જેમ તેનો માલીક થતો નથી તેમ પરસ્ત્રીને વિશે બીજ રોપનાર તેનો માલીક થતો નથી એટલુંજ નહીં પણ એજ અધ્યાયના× ૪૧ મા શ્લોકમાં લખ્યું છે કે જેનામાં સારી સમજણ અને સારી શિક્ષા લીધી હોય, વેદાંગ ભણ્યો હોય અને લાંબી જીવવાની જેને આપેક્ષા હોય તેણે બીજાના ક્ષેત્રમાં બીજ વાવવું નહીં. અર્થાત બીજ એજ ખરૂં આયુષ્ય છે અને મેં આ સ્મૃતિથી ઉપરજ સાબીત કરી આપ્યું છે.

કરણ—ત્યારે રૂષીજી આજે કેટલીક સ્ત્રીયો પુત્ર મળ્યાની આશાએ વ્યભિચ્યાર કરેછે તેનું કેમ?

શુકશાસ્ત્રી—અહો રાજેંદ્ર! એજ સ્મૃતિના પાંચમા અધ્યાયના §૧૬૧ મા શ્લોકમાં કહ્યું છે કે આ સંસારમાં તેની નિંદા થાય છે અને પરલોકમાં પણ વ્યભિચ્યારથી થયેલા પુત્રથી તેને સ્વર્ગ પ્રાપ્તિ થતી નથી.

---

* यथागोऽश्वोष्ट्रदासीषु महिष्यजाविकासु च । नोत्पादकःप्रजाभागी तथैवान्याङ्गनास्वपि ॥ ४८ ॥

× तस्मान्नेन विनीतेन ज्ञानविज्ञानवेदिना । आयुष्कामेन वप्तव्यं न जातु परयोषिति ॥ ४१ ॥

§ अपत्यलोभाद्या तु स्त्री भर्तारमतिवर्त्तते । सेह निन्दामवाप्नोति पति लोकाच्चहीयते ॥ १६१ ॥

કરણ—અહો મહારાજ! હવે તો મને ત્યારે વ્યભિચ્યાર શું અને તે ક્યારે થયો કહેવાય, તેનું ફળ અને પ્રાશ્ચિત કરવું જરૂરનું કે નહીં તથા શુ પ્રાશ્ચિત તે માત્ર સમજાવો.

શુકશાસ્ત્રી—અહો નૃપ મણિ! એ બાબતમાંનો આઠમા અધ્યાયમાં શ્લોક× ૩૫૬-૩૫૭-૩૫૮ ના છે તેમાં નહીં અડકવાને ઠેકાણે પરનારીને અડકવું કે તે અડકે અથવા સુખ માની સહન કરે, એકાંતમાં વાતચિત કરે, હસે, બોલે, અલંકાર કે વસ્ત્ર ને બાઝે કે એક પલંગ પર બેસે તો વ્યભિચ્યારનો દોષ લાગુ થાયછે તેથી પ્રાશ્ચિત કરવું આવશ્યતું છે. જે નથી કરતા તેને અધ્યાય ૧૧ ના શ્લોક* ૫૩ મુજબ પુનઃ જન્મમાં શરીર ઉપર ચાઠાં રહેછે. અર્થાત તેની છાપ ઈશ્વર ખુદરતી મારી મુકેછે. અને આંઠ તેને એજ અધ્યાયના શ્લોક ૫૨ મુજબ વાઇનો રોગ ઉત્પન્ન થાયછે.

---

× परस्त्रियं या ऽभिवदत्तीर्थे ऽरण्ये वन ऽपि वा ॥ नदीनांवा ऽपि संभेदे सं सग्रहणमाप्नुयात् ॥ ३५६ ॥ उपचारक्रियाकेलिः स्पर्शो भूषणवाससाम् । सह खट्वासनंचैव सर्वं संग्रहणं स्मृतम् ॥ ३५७ ॥ स्त्रियं स्पृशाददेशय स्पृष्टो वा मर्षयेत्तया । परस्परस्यानुमत सर्वं संग्रहणं स्मृतम् ॥ ३५८ ॥

* चरितव्यमतो नित्यं प्राश्चितं विशुद्धये । निन्द्यैर्हि लक्षणै र्युक्ताजायन्ते ऽनिष्कृतैनसः ॥ ५३ ॥

વ્યભિચારની શિક્ષા બાબતમાં અધ્યાય ૮ માનો શ્લોક* ૩૨૩ નો છે તેમાં સ્ત્રીની ચોરી કરનારને દેહાંત દંડ લખ્યોછે અને તેવા પુરૂષને લોઢાનો પલંગ સારી પેઠે તપાવી તે તળે વારંવાર બળતણનાં લાકડાં નાખી તે ઉપર બેસારવો અને બ- ોને મરી જાય ત્યાં સુધી રાખવો એવું ‡૩૭૨ ના શ્લોકમાં સ્પષ્ટ દરશાવ્યુંછે.

**કરણ**—અરરર !! હાય ! હાય ! ( કરતો કમકમાટી ખાતો એકદમ ખુરશી ઉપરથી ભોંય ઉપર ગબડી પડેછે ને મુરછા આવીજા- યછે એટલે એકદમ દ્વારપાળ વગેરે આશનાવાશના કરવા વળગી પડેછે ને રાજાની આંખો દાબેછે ને પરસ્પરમાં વાત કરે છે.)

**રામપંડિત**—ગજબ થયો, શુકશાસ્ત્રી! હવે શો ઉપાય?

**દ્વારપાળ**—અરે ભટો! હું તો સવારનો જાણતો હતો કે તમે કઈ કાળનાં જુનાં થોથાં કાઢયાં છે તે કાંક નવા જુની કરશોઃ.

**શુકશાસ્ત્રી**—અરે એમાં હું શું કરૂં. ભાઇ! રાજા પુછે તેનો જ- વાબ દેવો પડે.

**દ્વારપાળ**—હવે વગા કાંક બાકી હોય તે કરો પુરૂ.

---

* पुरुषाणां कुलीनानां नारीणां च विशेषत:। मुख्यानां चैव रत्नानां हरणे वधमर्हति ॥ ३२३ ॥

‡ पुमांसं दाहयेत्पापं शयने तप्त आयसे । अभ्यादध्युश्च काष्ठानि तत्र दह्येत पापकृत् ॥ ३७२ ॥

**શુક્રશાસ્ત્રી**—(રાજાને પોતાના હાથ વતે ઢંઢોળિને જરા શુદ્ધિમાં આવેછે એટલે) અહો રાજેંદ્ર ! શું પ્રાશ્ચિતનું નામ સાંભળી થથરી ગયો? વાહા તારૂં શૌર્ય.

એ બાબતમાં પરાશર સ્મૃતિના બારમા અધ્યાયનો પાંચમો *શ્લોક છે તેમાં પાણી કે અગ્નિમાં પ્રવેશ કરવા કે ઉંચાણ ઉપરથી પડવા કે અન્ન પાણી છોડવા કે સંન્યાસ લેવા નક્કી કરી પછી પાછો હઠે તો તેનું પ્રાશ્ચિત શી રીતે થાય એમ લખ્યું છે, તો હે રાજેંદ્ર! તું પણ એ પ્રાશ્ચિતનો અધિકારી થયો.

**કર્ણ**—અહો ક્ષમા, રૂષીજી. હું પાછો હઠયો નથી. શુરવીર પુરૂષને માટે એ સ્મૃતિના ત્રીજા અધ્યાયના શ્લોક +31 થી ૩૮ શુધીના બરાબર મારા ધારવામાં છે.

---

* जलाग्निपतनेचैवप्रव्रज्यानाशकेषुच । वृत्यावसितवर्णानां कथंशुद्धिर्विधीयते ॥ ५ ॥

+ द्वाविमौ पुरुषौ लोके सूर्यमंडल भेदिनौ । परिवाडयोगयुक्तश्चरणेचाभिमुखोहत: ॥ ३१ ॥ यत्रतत्र हत:शूर:शत्रुभि:परिवेष्टित: ॥ अक्षयाँल्लभतेलोकान्यदि क्लीबंन भाषते ॥ ३२ ॥ सन्यस्तं ब्राह्मणं दृष्ट्वा स्थानाच्चलति भास्कर: । एषमेमंडलं भित्वा परंस्थानं प्रयास्यति ॥ ३३ ॥ यस्तु भगनेषु सैन्येषु विद्रवत्सु समंतत: परित्राता यदा गच्छेत्सच क्रतुफलं लभेत ॥ ३४ ॥ यस्य छेदक्षतंगात्रं शरमुद्गरयाष्टिभि । देवकन्यास्तुतं वीरं हरंति रमयंति च ॥ ३५ ॥ देवांगनासहस्त्राणि शूरमायोधनेहतं । त्वरमाणा:

**શુકશાસ્ત્રી**—હે રાજેંદ્ર! પરાશર સ્મૃતિના બારમા અધ્યાયના શ્લોક *૩૪—૩૫—૫૩—૭૯થી શુદ્રનો સંસર્ગ, એક આસને બેસવું, સુવું કે વાતચિત કરવી એ તેલનું બિંદુ જેમ પાણીમાં પસરેછે તેમ તેનું પાપ તે કરનારને લાગેછે ને તે દ્વીજ દેવકાર્ય કે પિતૃકાર્ય કરવા અધિકારી નથી એટલુંજ નહિ પણ રૌરવ નામના નર્કમાં જાયછે.

**કરણ**—અહો રૂષિજી! શુદ્રીના સેવન વિશે તેમાં કાંઇ લખ્યું છે?

**શુકશાસ્ત્રી**—હા, રાજેંદ્ર! સાતમા અધ્યાયના નવમા શ્લોકમાં એ બાબત લખ્યું છે કે એક રાત્રિ +વૃષલી સેવનનું પાપ ત્રણ વર્ષ તપ કરી ભિક્ષા માગી પેટ ભરવાથી દુર થાય છે.

---

प्रधावंति ममभर्त्ता ममेतिच ॥ ३६ ॥ क्षणेनयांत्येव हितत्र वीरा प्राणान्सुयुद्धेनपरित्यजंत: ॥ ३७ ॥ जितेन लभ्यते लक्ष्मीर्मृतेनापि सुरांगना: । क्षणविध्वंसिकायेऽस्मिन्का चिंतामरणे रणे ॥ ३८ ॥

* शूद्रान्नं शूद्रसंपर्क:शूद्रेण च सहासनं । शूद्राज्ज्ञानागमश्चापिज्वलंतमपि पातयेत ॥ २४ ॥ य:शूद्रया पाचयेन्नित्यं द्रशी चग्रहमेधिनी । वर्जित:पितृदेवेभ्योरौरवंयाति सद्विज: ॥ ३५ ॥ युगं युगद्वयं चैव त्रियुगं च चतुर्युगं । चांडालसूतिकोदक्यापतितानामध:क्रमात ॥ ५३ ॥ आसनाच्छयनाद्यानात्संभाषात्सभोजनात संक्रामंतिहपापानितैल बिंदुरिवांभसि ॥ ७९ ॥

× यत्करोत्येकरात्रेण वृषली सेवनं द्विज: । सभैक्ष्यभुग्जपन्नित्यंत्रिभिर्वर्षैर्विशुध्यति ॥ ७९ ॥

**કરણ**—(મનમાં) આહાહાહા મેંતો એટલી રાત્રી સેવન કીધું છે કે બાકી રહેલું આયુષ્ય તપ કરી ભિક્ષા માગી પુરું કરું તોપણ પાપ મટે નહીં, ત્યારે એથી મનુએ બતાવેલું પ્રાશ્ચિત કરૂં તો શું ખોટું કે એકદમ દુખમાંથી તો છુટું?

**શુકશાસ્ત્રી**—અહો નૃપમણિ! હજી તો ચર્ચા અધુરી છે.

**કરણ**—ત્યારે પુરી કરો રૂષીજી. પણ એતો માત્ર તમે શુદ્રી માટે કહ્યું

**શુકશાસ્ત્રી**—અહો રાજેંદ્ર! એમ નથી. જુઓ અધ્યાય પેહેલાનો શ્લોક ‡૬૫ તેમાં અગમનિય અર્થાત પરક્રિયા સાથે ગમન કરનાર શુદ્ર પણ તત્ક્ષણે ભ્રષ્ટ થાયછે એમ લખ્યું છે.

**કરણ**—ત્યારે રૂષીજી! નજરે જોવામાં દોષ ખરો કે નહી?

**શુકશાસ્ત્રી**—હે રાજર્ષી! એ બાબતમાં અગ્યારમા અધ્યાયનો છપ-નમો *શ્લોક છે તેમાં દશ હજાર ગાયત્રી મંત્રનો જપ કરવા લખ્યું છે,

**કરણ**—અહો રૂષીજી! એતો બધું તમે પુરૂષને માટે કહ્યું પણ સ્ત્રીઓનું શું?

**શુકશાસ્ત્રી**—અહો રાજેંદ્ર! અધ્યાય ચોથાના શોળમા× શ્લોકમાં

---

‡ विक्रीणन्मद्यमांसानिह्यभक्ष्यस्यच भक्षणं। कुर्वन्नगम्या गमनं शूद्रःपतित तत्क्षणात ॥ ६५ ॥

* सर्वेषामेव पापानां संकरे समुपस्थिते। दशसाहस्त्रमभ्यस्ता गायत्रीशोधनं परं ॥ ५६ ॥

× दारिद्रं व्याधितं धूर्तं भर्त्तारं यावमन्यते। सा शुनी जायते मृत्वा सूकरी च पुनः पुनः ॥ १६ ॥

પતિની અવજ્ઞા કરનાર સ્ત્રી મુઆ પછી કુતરીને પુનઃ પુનઃ કુકરી થાયછે. અને જો તે પતિ પુત્ર કે બંધુને દશ દિવસથી વધારે છોડી જાયછે તો દશમા અધ્યાયના એકત્રીશમા શ્લોક§ મુજબ આ લોકને પરલોકમાં નષ્ટા થઇ શ્લોક *પાંત્રીમા મુજબ તેનો ત્યાગ કરવો ને ×છત્રીશમા શ્લોક મૂજબ પાછી ઘેર આવે તો તે ઘર જારનું સમજી ¹સાડત્રીશથી ચાલીશમા શ્લોક મુજબ તેની શુદ્ધિ કરવી.

---

§ कामान्मोहाच्चयागच्छेत्त्यक्त्वांबंधून्सुतान्पतिं । सापिनष्टापरेलोके मानुषेषु विशेषत: ॥ ३१ ॥

* ब्राह्मणी तु यदा गच्छेत्परपुंसा विवर्जिता । गत्वा पुंसांशतं वातित्यजेयुस्तान्तुगोत्रिण । ३५ ॥

× पुंसायदि गृहं गच्छेत्तदाशुद्धं ग्रहं भवेत । पितृमातृग्रहं यच्च जारस्यैव तु तद्गृहं ॥ ३६ ॥

१ उल्लिख्यतद्गृहंपश्चात्पंचगव्येनशोधयेत् । त्यजेच्चमृण्मयं पात्रं वस्त्रं काष्ठं च शोधयेयत् ॥ ३७ ॥ संभाशंछोधयेत्सर्वान्गोवालैश्चफलोद्भवान । ताम्राणिपंचगव्येनकांस्यानि दशभस्मभि: ॥ ३८॥ इतरषामहोरात्रंपंचगव्यं च शोधनं । प्रायश्चितंचरेद्विप्रो ब्राह्मणैरुप पादितं ॥ ३९ ॥ गोद्वयं दक्षिणांदद्यात्पाजापत्य द्वयंचरेत् । उपवासैर्व्रतै:पुण्यै:स्नानसंध्यार्चनादिभि: ॥ ४० ॥

કરણ—અહો રૂષિજી! કોઇ વેશ્યા જેવી હોય તો?

**શુકશાસ્ત્રી**—અહો રાજેંદ્ર! તોપણ એ પ્રાજાપત્ય કરવા એજ અધ્યાયના [1]ચૌદમા શ્લોકમાં કહ્યું છે.

કરણ—અહો રૂષિજી નટ જાતની સ્ત્રી શેમાં લેખીયે?

**શુકશાસ્ત્રી**—અહો રાજેંદ્ર! શાસ્ત્રાકારે તેને અંત્યજમાં લેખલ છે ને છઠા અધ્યાયના [2]ચુવાલીશમા શ્લોક મુજબ શુદ્રના ઘરમાં અજાણતાં પેશી જાય તો ઘરવાળે [3]૩૪ થી ૪૧ મા શ્લોક શુધી કહેલું પ્રાશ્ચિત કરવું ને જો તે પેશી જનાર ચાંડાલ્ય હોય તો ઘરજ બાળી નાખવું.

---

૧ પશુવેશ્યાદિगमनेमहिष्युष्ट्री कपीस्तथा। खरीं च सूकरीगत्वा प्राजापत्य द्रुपंचरेत ॥ १४ ॥

२ रजकी चर्मकारीच लुब्धकीवेणुजीविनी। चातुर्वर्ण्यस्यतुगृहेष्व विज्ञातातु तिष्ठति ॥ ४४ ॥

३ अविज्ञातश्च चाण्डालोयत्रवश्मनि तिष्ठति। विज्ञातरूपं संन्यस्य द्विजाःकुर्युरनुग्रहं ॥ ३४ ॥ मुनिश्चकोद्गातान्धर्मानार्थंतोवेदपारगाः। पतंतमुद्धरेयूस्तं धर्मज्ञाःपापसंकटात ३५ त्र्यहं भुंजीत दध्नाच त्र्यहंभुंजीत सर्पिषा। त्र्यं क्षीरेण भूंजीत एकैकेन दिन त्र्यं ॥ ३७॥ भावदुष्टंनभुंजीतनोच्छिष्टंकृमिदूषितं। दधिक्षीरस्य त्रिपलं पलमेकं घत स्यतू ॥ ३८ ॥ भस्मना तू भवेच्छुद्धिरु भयोःकांस्यतामृयोः। जल शौचेन

કરણ—અહો રૂષીજી! ત્યારે ઘરના માલેક?

**શુકશાસ્ત્રી—**એ બાબત છઠ્ઠા અધ્યાયના *છત્રીસમા શ્લોક મુજબ ચાકરો સુદ્ધાંતે પ્રાશ્ચિત કરવું.

કરણ—અહો રૂષીજી આઠમા અધ્યાયના પચીશમા§ શ્લોક મુજબ બ્રાહ્મણ પવિત્ર છે. માટે હું આપને સાષ્ટાંગ નમન કરૂં છું. અને પુછું છું કે શુદ્ર, ચાંડાલ અને પતિત કેને લેખવા?

**શુકશાસ્ત્રી—**અહો રાજેંદ્ર! શુદ્ર, ચાંડાલ્ય અને પતિત તો કેવળ કર્મજ છે. ચોથા અધ્યાયના દશમા× શ્લોકમાં પતિતનો સંસર્ગ રાખનાર બ્રાહ્મણ પણ પતિત થાયછે.

કરણ—અહો રૂષિજી, ત્યારે શું એ પ્રમાણે તમામ વર્તતા હશે? કેમકે એ તો મહા કઠણ ધર્મ કહ્યા.

---

वस्त्राणांपरित्यागेनमृण्मयं ॥ ३९ ॥ कुसुंभगडकार्पासलवणंतैल सीर्पषी । द्वारेकृत्वातु धान्यानि दद्याद्वेश्मानि पावकं ४० एवंशूद्धस्ततःपश्चात्कुर्या ब्राह्मणं तर्पणं । विंशतिगा वृषंचैकंदद्याद्विप्रषूदाक्षिणां ॥ ४१ ॥

* दघ्ना च सर्पिषा चैव क्षीर गोमूत्रयावकं । भुंजीत सहभृत्यैश्च त्रिसंध्यमवगाहनम् ॥ ३६ ॥

§ दुःशीलोपिद्विजःपूज्यानतु शूद्रोजितेंद्रियः । कःपरित्यज्य गां दुष्टां दूहेच्छीलवतीं खरीं ॥ २५ ॥

× मासार्द्धं मासमेकंवामासद्वयमथापिवा । अब्दार्द्धमब्दमेकंवा भवदूर्ध्वं तुतत्समं ॥ १० ॥

શુકશાસ્ત્રી—અહો રાજેંદ્ર! જ્યારે વર્ત્તતા હશે ત્યારેજ લખતા હ- શે. જુઓ ભૃતૃહરી કહેછે.

परदारापातितौबिंदूकोटी पूजाविनष्यति ॥
जपोहानीतपोहानी ब्रह्महत्यापदेपदे ॥
दर्शनातहर्त्तौचित्तं स्पर्शनातूहर्त्तौबलं ॥
संभोगातहर्त्तौविर्यंनारीप्रत्यक्षराक्षसी ॥ १ ॥

કરણ—અહો રૂષીજી, આટલી વાતચિત થઈ તેમાં મદ્ય વિષે કાંઇ આપે કહ્યું નહીં તે કૃપા કરી સંભળાવો.

શુકશાસ્ત્રી—અહો રાજેંદ્ર! એ બાબતમાં દશમા અધ્યાયનો શ્લોક છવીશમો[1] અને બારમા અધ્યાયનો[2] છોતેરમો છે તેમાં જો સ્ત્રી પીએ તો તેના પતિને શુદ્ધ થવાનો ઉપાય નથી અને પીનારને સુરા અગ્નિમાં તપાવી ધખધખતો પાવાથી તે શુદ્ધ થાયછે પછી પીનાર પુરૂષ હોય તોપણ ફીકર નહીં.

કરણ—અહો રૂષીજી? હવે હું સમજ્યો. આવતી કાલે મારે પ્રા-

---

१ पतत्यर्द्धंशरीरस्ययस्य भार्यासुरापिबेत् । पतितार्द्धशरीरस्य निष्कृतोर्न विधियते ॥ २६ ॥

२ सुरापानंसकत्कृत्वा अग्निवर्णां सुरा पिबेत । सपावयेत्तदात्मानामिहलोके परत्रच ॥ ७६ ॥

શ્રિત કરવાનો વિચાર છે માટે કૃપા કરી પધારજો. (એમ કહી બ્રાહ્મણોની પુજા કરેછે.)

શુકશાસ્ત્રી વગેરે.—

કલ્યાણનો ગજલ.

"સલામ સલામ" ચાલ.

હે અમારા ઇષ્ટ, રાખ કરણને અમર;
સોલકીનો સૂર્ય, ખંડ શોભાવ્યો ગુજર. હે અમારા૦ ટેક.

દે તું પુત્ર રત્ન, દીપે જેહથી દરબાર;
હય હસ્તિની વૃદ્ધિ, વૃદ્ધિ પામજો ભંડાર; હે અમારા૦ ૧

(ઇત્યાદિ.)

કરણ—અહો દ્વારપાળ ! બ્રાહ્મણોને શીધાં અને પાંચ પાંચ મહોર દક્ષિણાની કોઠારેથી અપાવ. (કહી ઉભો થાયછે.)

દ્વારપાળ—વારૂ રાજાધિરાજ. (કહી આગળ દ્વારપાળ અને પાછળ બ્રાહ્મણો જાય છે.)

પડદો પડ્યો.



# પ્રવેશ ૧૨ મો.

## પાત્ર.

હલકો } —દંપતી તેમનાં છોકરાં સહીત.
હલકી }

ગાલાવીલો } —દંપતી તેમનાં છોકરાં સહીત.
ગાલાવીલી }

પાછળથી સૂત્રધાર.

સ્થળ સ્હેરમાંનું એક ફળીયું.

**હલકો**—એ ગાલાવીલી ભાભી? બહાર કયાં જાઓ છો?

**ગાલાવીલી**—આ કયાંઇ નહીં. તમારો ભાઇ કયારના શાક લેવા ગયા છે તે વાટ જોઉંછું.

**ગાલાવીલો**—(ઓચીંતો આવીને) એ મારા હલકાભાઇ! દરબારમાં તો આજ જોવા જેવું બન્યું છે.

**હલકી**—(વીચમાંથી; હલકાનો ખભો ઝાલીને) હેં! હેં! ગાલાવીલોભાઇ શું કહેછે?

**ગાલાવીલી**—હલકી ભાભીજી! ચાલો ચાલો આપણે છેટાં ઉભાં રહીને જોઇ આવીયે.

**હલકો**—હા! હા! જાઓ. બાપનું દાટયું છે.

**ગાલાવીલો**—આપણો રાજા નટડીથી હળ્યો ને હવે પ્રાશ્ચીત કરવા ઉભો થયોછે.

**હલકી**—(તે સાંભળીને વચમાંથી) ગાલાવીલી ભાભીજી! એમાં તે શું?

**હલકો**—હા! નર ભ્રમર છે. એમાં કાંઈ નહીં. ત્રાંબાનો લોટો ઉટક્યો એટલે પવિત્ર,

**ગાલાવીલો**—તે પણ માંહી દેવતા નાખે ત્યારે કની? તેમ આ—પણ કોઇ કહેછે કે લોઢાનો પલંગ ધખાવી લાલચોળ કરીને ઉપર મરતાં લગી બેસશે ને કોઇ કહેછે કે રાજત્યાગ કરી જોગી થઇ ભિક્ષા માગી ખાશે.

**હલકી**—મરશે શું ધૂળ! જોગી થઇ નટડી પાછળ જશે.

**ગાલાવીલી**—હા. હા. ભીભીજી! એમજ,

**ગાલાવીલો**—ના, ના મરશે તો જરૂર. આજ મોમેળો કરવા સગાં વાહાલાં તગામને ગામ પરગામ દેશ દેશાવરથી બધાંને તેડાવી ભેગાં કર્યાંછે. બ્રાહ્મણો પણ ત્યાં ઉપરાઉપર દોડાદોડ કરેછે ને દરબારમાં સઉ કોઇ ઉદાશી ચહેરે સોકમાં છે.

**હલકો**—ત્યારે બાપડી મીણલદેવી જેને આ દક્ષિણમાંથી લાવી પાંજરે પુરી છે તેનું શું?

**ગાલાવીલો**—એય કે દહાડાની ક્યાંક વટી ગઇ છે તે છાની છાની વાત થાયછે ને આજ આવશે. એ ક્યાં ઓછી હશે. એને સાસુ હાથમાં છે ને તેણે ખુબ ભણાવી મુકી છે.

**હલકી**—ઓ ગાલાવીલાં ભાભીજી! દોડો દોડો. જુઓ. માણસોનાં તો ટોળેટોળાં જોવા જાયછે. ( કહી દોડેછે. )

**હલકો**--ત્યારે ગાલાવીલા ભાઇ. આપણેય ચાલો. આપણે શું પાપ કર્યું છે?

( કહી જાય છે. )

પડદો પડ્યો.

સૂત્રધાર—  લાવણી.

લાજ તું રખલે ભવાની.

શું તું જો જગત સામું, એનો પાર કોણ પામ્યુ;
વેડે અવગ સવળ એ પાસ, એનો કોણ કરે વિશ્વાશ. શું૦ ટેક.
સત્યનો બેલી સરજનહાર, ન સતિયાનું સત્ય જાય;
જુઠું પણ આ જગત ચડાવે, આળ કરી અન્યાય;
પડયું છે એર જયાં જામ્યું, એનો પાર કોણ પામ્યું. શું૦ ૧

ગઇએક બચેક જો હવાયલટ. એ રાહ.

વિશ્વને નથી વિચારરે, ગોળા વડા ગડગડાવશે.  ટેક
કયાં વાતનું કેવાપણું, કેવું સ્થળ કહેવા તણું:
ઘટ ન વિચારે કરી ઘણું, વામાં હવાઇ ઉડાવશે;  વિશ્વને૦ ૧
સબંધ વાતનો શા થકે, સાંપડી વાત તે સાથ કે;
વાતથી હાની કે લાભ કે, તે દીઠી અડીઠી શું હશે. વિશ્વને૦ ૨
આહા! કરણ મહારાજની, તેગ કીધી મીણલ તણી;
એને કોણ રાની રાંકની, છુટકો વાત કીધે થશે.  વિશ્વને૦ ૩



# પવેશ ૧૩ મો

## પાત્ર

**ઉદયામતિ અને દાશી**

**પાછળથી દ્વારપાળ**

## સ્થળ

**ઉદયામતિનો મેહેલ.**

**ઉદયામતિ**—(એકલી) **સોરઠની ગજલ.**

પીયા દીન નારપર, એ સો જુલ્મ કયું પલમે કર દિયા. એરાગ.
રે મુજ મીલણ કુળ વધુ કયારે કુંવરને લેઇ આવશે. ટેક.
જે મળવાને હું તલસતી, પથ્થર એટલા પુજતી;
વિપ્ર જાણાને હું પુછતી, કયારે તે મા કહી બોલાવશે; રે મુજ. ૧
મુખ જોઈ ચુંબન હું કરૂં, હઇડા ઉપર ઉપર લઇ ફરૂં;
ભાગ્યશાળી તો હું ઠરૂં, મહેલમાં ધુમ મચાવશે. રે મુજ ૨

**દાશી**—(ઓચીંતી આવીને) અહો માતુશ્રી આજે તો કુળવધુ આપને બહુજ સાંભર્યાં છે? એમણે કુંવરનું નામ પાડવા આપણને પુછ્યું હતું તે પછી આપે લખ્યું કે કેમ?

**ઉદયામતિ**—અહો દાશી! એ તો તે દહાડેજ લખી મુકયુંછે અને મીલણદેવી સાંભરે નહી? જતું રાજ એનાથી રહ્યુંછે.

**દાશી**—ત્યારે હવે માતુશ્રી કયારે તેડાવશો? ને આંહી આવવા લખ્યું કે કેમ?

**ઉદયામતિ**—જતું રાજ એ કુંવરથી સિદ્ધ રહ્યું તેથી સિધરાજ રાખવા લખ્યું છે. ને આવવા પણ તે દીવસજ લખ્યું છે.

**દ્વારપાળ**—(ઓચીંતો દોડતો આવીને) અહો માતુશ્રી! નમન નમન કરૂં છું. (કહી પાઘડી ભોંય પછાડેછે)

**ઉદયામતિ**—કેમ છોકરા! આટલો બધો સાસ ચડી ગયો છે ને ગભરાયો છું.

**દ્વારપાળ**—અહો માતુશ્રી! તે કેહેવાને મારી જીભ ઉપડતી નથી કે હીંમત ચાલતી નથી. (કહી રોઇ પડેછે.)

**ઉદયામતિ**—બોલ બેટા બોલ તું પણ મારા કરણુ જેવો છું.

**દ્વારપાળ**—અહો માતુશ્રી. આ રાંડ નટડી આવી હતી ને તેનું પાપ લાગ્યાનું રાજાને બ્રાહ્મણોએ કહ્યું તેથી રાજાજી આજ પ્રાશ્ચિત કરેછે તે કોણ જાણે રાજાજી આજ મરશે કે બાવા થઈ જશે પણ હવે વાર નથી.

**ઉદયામતિ**—હેં! હેં! શું કહેછે?

**દ્વારપાળ**—(કપાળ કુટતો) કહું શું? મારૂ કપાળ. હમણાં ઘડીવારમાં આ આપણી નગરીને રંડાપો આવી જશે.

**ઉદયામતિ**—અરે ફરી બોલ. એ તે શું?

**દ્વારપાળ**—એ એ પેલી નટડીનું રાંડનું પાપ ફરી વળ્યું. દરબારના ચોકમાં પગ મેલવાનો માર્ગ નથી એટલા માણસની મેદની મળી છે. લોઢાની પાટ ધીખાવી લાલચોળ કરવા ચોગરદમ ધમણો ફુકી રહીછે, ઝોળી ઝંડો તઇઆર છે હવે નહીં જેટલી જયુજ વખતમાં ઉદયને બદલે આ નગરીનો અસ્ત થવામાં કાંઇ વાર નથી. મુંજાળ વગેરે પ્રધાન મંડળ પણ આગથી તેમ દોડા દોડ કરી રહ્યુંછે—હવે થાય તે ખરૂં.—

**ઉદયામતિ**—(મનમાં)

**શીરપેં અખોપેં કલેજેપેં બેઠાઉ તુજકું—એ રાગ.**

આહા એ મુજ કૃત, હવે એ મુજને સાંભરયું;
પામતાં પૌત્ર ખોયોં પુત્ર, આહા મેં એ શું કર્યું: આહા. ટેક.
હવે ઝટ ત્યાં જઇ કરૂં ઉપાય એવા પ્રકારનો;
પુત્ર બચે ને પૌત્ર રમાડી લઉ લ્હાવો સંસારનો; આહા. ૧
આહાહા પણ બાળક હઠ ને રાજ હઠ એ બે ભેળાં છે મારે

મીણલદેવીને નજરે દીઠા વિના રાજા નહીં માને તો પછી મારો ઉ-પાય નથી. અને થઇ પણ ભુંડી. માટે ઉત્તમ રસ્તો એ છે કે આ ખબર દોડતા સ્વાર સાથે મીણલને મોકલાવવી અને તે જોઉ કે પોતાની અક્કલ કેવી વાપરેછે? (પછી પ્રત્યક્ષ) અહો દ્વારપાળ! એક દોડતો સ્વાર પલ્લી નગરના મારગે મુંક અને તેને કહે કે મીણલદેવી તેને રસ્તામાં સામી મળશે તેને આ ખબર જલદી આપજે હું ક-રણ માહારાજ પાસે જવા તઇયારી કરૂંછું.

દ્વારપાળ—આજ્ઞા માતુશ્રી (એમ કહી જાયછે.)

સહુ જાય છે.

પડદો પડયો.



# प्रवेश १४मो.

### પાત્ર.

સામતુ, ઉદા, રામપંડિત, સહદેવ જોશી, શુકશાસ્ત્રી, દ્વારપાળ, મહારાજા કરણ, મુંજાલ, ઉદયામતિ, તેની દાશી, નમુંજાલા, તેની દાશી, પાછળથી મહારાજ કુમાર સોળંકી સિદ્ધરાજ.

### સ્થળ.

દરબારના દિવાનખાના આગળનો મોટો ચોક માણસોની મેદનીથી ભરેલો.

સામતુ—અહો ઉદા મહેતા! અફશોષ. અફશોષ. આતે આપણા રાજાને શું સુજયું. બટાઓએ જબરં ભૂત ભરાવી દીધું તે

હવે કેમે કર્યું નીકળતું નથી ને હું તો ભાન પણ ભુલી ગયોછું.

ઉદા—અરે બાપા તમેતો ભોળા છો. તે આ બધું દેખીને હબકી ગયા છો. પણ પેલો મુંજાલ આ તમામ કરાવેછે. તે મોટો ખટપટી છે. કોણ જાણે એના મનમાં શુંય હશે. ને ક્યા પાત્રમાં રમતો હશે. હજી જુઓતો ખરા! હમણાં દેખાઇ પડશે.—

સામતુ—(ધીમેથી નિશ્વાસ મુંકીને) હવે શું દેખાવાનું છે, લોહાનો પાટ ધખધખેછે તેની જવાળા આકાશ સુધી પહોચેછે. કાળના કાગડા બ્રાહ્મણો દાન લેવાની લાલચે ઉપરાઉપર મોટાં મોટાં ટીપણાં પાઘડામાં ખોશી આડા ને અવળા થાયછે ને શુકશાસ્ત્રીતો માંહી મહોલાતમાંજ રાજાને હજી ઓછું ભુત ભરાવ્યું હશે તે પુરૂં ભરાવવા બહારજ નીકળતો નથી તે કાળના મોંમાં દેવા રાજાને લઇને સાથેજ આવશે. અરેરે! એને એશી વરસ થયાં પણ હજી મોતથી તો તે બીતોજ નથી. એમનાં હૃદય તે કેવાં હશે.

દ્વારપાળ—(ઓચીંતો) ઘણી ખમા મેહેરબાન! (કરણ મહારાજ આવી સીંહાસન ઉપર બીરાજે છે.)

કરણ—અહો શુક શાસ્ત્રી!

શુકશાસ્ત્રી—આજ્ઞા મહારાજ! હવે વાર નથી.

દ્વારપાળ—મહારાજ! માતુશ્રી પધારેછે.

કરણ—(એકદમ ઉભો થઇ સામો જઇ બે હાથ જોડી વંદન કરીને અહો માતુશ્રી! હું આપની આજ્ઞા પ્રમાણે આજેજ પ્રાશ્ચિત કરૂંછું. અને તમારા મારાથી જે જે અપરાધો થયા હોય તેને

માટે માફી માગુંછું. મને આ વખત માત્ર એટલોજ અફશોષ છે કે હે માતુશ્રી ! જે જે માતાઓ પુત્ર માગેછે તે માત્ર તેમનું વૃધ્ધવયમાં પાલન કરવાનેજ. અહો માતુશ્રી પણ મા-રાથી તેમાંનું કાંઇ બન્યું નથી એટલે આ પાપતો આ પ્રાશ્ચિતથી કદી જશે પણ ઉપર લખ્યું પાપ હું કાળાંતરે પણ છુટીશ નહી. અને ઇશ્વરને ત્યાં પણ મને સર્વે એક અવાજે માતુદ્રોહી પુત્ર કહી મારો તિરસ્કાર કરશે. અહો માતુશ્રી ! હું તમારૂં રૂધિર પણ ચુશી ગયોછું જેથી આ હાડ પીંજરનાં દર્શનનો મને લાભ મળેછે એ અતાદ્રષ્ય છે. અહો માતુશ્રી ! કદી આકાશના તારા, મારા શરીરપરનાં રૂવાડાં અને વરસાદના બુંદ લેખું તો તે લેખવા શકિતવાન છું પણ અહો માતુશ્રી ! તમે કરેલા ઉપકારો હું સાત જન્મ લેખું અને સાતે જન્માંતરમાં શેષનાગનો અવતાર થાઉ તોપણ સહસ્ત્ર મુખે કરીને લેખવા સમર્થ નથી. અહો માતુશ્રી ! સર્વ દેવતામાંને દેવીયોમાં આપ મારાં પુજ્ય છો. અહો માતુશ્રી ! કોઈ કોઇ વખત મેં આપની આજ્ઞા ઉલંધી હશે પણ મારી યાચનાઓ ચંદ્ર માગ્યો હશે તો પાણીનો થાળ પુરી મારા આત્માને આપે સંતોક્યો હશે. અહો માતુશ્રી ! તમારી પ્રાર્થના કયા કયા શબ્દોમાં મારે કરવી તે પણ મને સુજતું નથી. હું તમારો દીન અને અજ્ઞાન બાળક છું. તેપર દયા કરવી ને મારી બક્ષવી એ આપની મહત્વતાનું ભૂષણ છે. અહો માતુશ્રી ! હું મોટો અપરાધીછું, પણ આ જગત છોડી દેહ બદલો કરશું તે પર નિધા કરવા કૃપા કરશો તો આ મારી છેવટની માગણી

આપ દયાવંતને ભારે પડતી નહીં લાગે. કહેવત છે કે પુત્ર કુપુત્ર થાય પણ માતા કુમાતા થાય નહીં—અહો માતુશ્રી ! મેં મારો પુત્ર ધર્મ બિલકુલ બજાવ્યો નથી અને તેને માટેજ માંન દિલગીર છું તેમાં વિશેષ એમ પણ થાયછે કે મારી વતી મારા પછવાડે આપની સેવામાં મુકી જવા જેવું મને ઇશ્વરે કાંઇ પણ આપેલું નથી જે આપની આજ્ઞાઓને ઉઠાવે —અહો માતુશ્રી! જે દક્ષિણપતિ પુત્રી આપની દાશી આપની સેવામાં છે તેનો પણ કાંઇક હું અપરાધી થયો છું કે તેણે બીચારીએ પણ મારી મુખમુદ્રાના પ્રતિબીંબનું અદ્યાપિ પરોક્ષપણે પણ દર્શન કરેલું નથી તોપણ તે પોતાની માવિત્રની લાજ અને પોતાનો મારા પછવાડે શો ધર્મ છે તે જો તે સમજશેતો હું આશા રાખુંછું કે મારૂં ઠામ આપની સેવામાં સદા પુરવનો તત્પર રહેશે. કેમકે એ ક્ષત્રાણીનો ધર્મ છે—અહો માતુશ્રી! આ જગત નાશવંત છે. તેમાંના તમામ પદાર્થો નાશવંત છે. કોઇ સાથે આવ્યાં પણ નથી અને જવાનાં પણ સાથે નથી. કેડામોર સર્વ જવાના છે અને તેને માટે આ ક્ષણભંગુર દેહધારી સંજ્ઞા બીજા રૂપમાં દાખલ થાય તેનો અફશોષ ખરી ક્ષત્રાણી માતાઓ કરતી નથી પણ તેની કિર્તિ જોઇ સંતોષ માનેછે કેમકે કિર્તિ એજ અમર છે શિવાય કાંઇ વસ્તુ અમર નથી. અહો માતુશ્રી! આપની હયાતી સુધી આ નગરી અનાથ જાણી તેનું પાલનતો હું બાળક હતો અને મારા પિતાએ એકાંત વાસ લીધો ત્યારે પણ આપજ કરતાં.—એટલે એ બાને મને કાંઇ આપને સુચવવું પડે તેમ નથી કેમકે મારા કામકાજો-

માં પણ કોઇ વખત પ્રજા તરફની આપની ઉશ્કેરાતી લાગણી મેં જોએલીછે તેમાં પણ મારી પછી તે પ્રજા ખચીત દયા મણી અને ઓશીઆળી વધારે લાગશે. અહો માતુશ્રી! હવે આજ્ઞા માગુછું.

**ઉદયામતિ**—ઓ! મારા કરણ!!! (એમ બુમ પાડી કોટે બાઝી પડેછે ને બંનેને મુર્છા આવી જાયછે.

**મુંજાલ**—(ઓચીંતો દોડતો આવીને નિશ્વાસ મુકીને) ઓહો! હો હો! હે! દઇવ! (ફરી "લમણે હાથ દેઇ" બંનેના પાસે બેસેછે.) આહાહાહા! (માથુ હલાવીને) ગજબ થયો—ગજબ થયો—અકરાકેર વરતાયો!

**ઉદયામતિ**—(થોડી વારે શુધ્ધિમાં આવી એટલે કરણને બેભાન અવસ્થામાં પોતાના ખોળામાં લેઈને)

**રાગ ચંદન મલીયાગીરીનો.**

બોલ બોલ અરે મારા બાળ,
મારી વૃધ્ધ અવસ્થા સંભાળ;
હુંતો જાણુતી નહોતીરે આમ,
વીરા બોલ મારા વીશરામ. ૧
મારા લાડકા લાડકવાયા,
તારાં જતન ન હુંથી કરાયાં;
જીભ મારી પડી ન કપાઇ,
હુંતો અવતરી શરપણી આઇ. ૨
હવે મારે જીવીને શું કરવું,
છે આ જીવવાથી ભલું મરવું;

ગોરાં ગાત્ર ગુલાબી જે તારાં,
ભસ્મ થાય બળી ભાઇ મારા. ૩
તેતો નજરે જોયું જેણે જાય,
મહીમાં એવી હોય ન માય.
મારૂં ઘડપણ ના રઝળાવ,
બેટા મા કહી મુજને બોલાવ. ૪
મોટો ન્હોતો કર્યો આજ સારૂં,
નથી ફાટતું કાળજું મારૂં;
મારા વહાલા તું ઉઠ ત્વરાથી;
નથી જોવાતું આ તારી માથી. ૫
તારા પહેલી જો હું મરી જાઉ;
ભલી ભાગ્યશાળી કહેવાઉ;
દિકરા તારી સુણી દીન વાણી,
મારી પાંપણે વરસેછે પાણી. ૬
હઇયા ઉપર રાખી હુલાવ્યો,
સમય આવવો જાણ્યા ન આવ્યો;
ધીક જીવતરમાં પડી ધૂળ;
કરવા બેઠી નિકંદન કૂળ. ૭

આહો પરમેશ્વર! વહુ પણ કેહેશે કે મારા 'સૌભાગ્યની કાળ પણ એજ ડોશી થઈ. દુનીયાં પણ મને ફટ ફટ કરશે. અને મારૂં જીવતરતો ખારૂં થયુંજ. એમાં નવાઇ શી? ઓ! પરમાત્મા!!! (કહી મુર્છાંગત થાયછે)

**ગુજાલ—"રતનાર જેનાં જાકે" એ રાગ**

ક્રોધ કબૂ નવ કરિયેરે, મન શાંત રાખી ફરિયે.

ક્રોધ સમે શીતલ જળ પીવું, સ્નાન શિતળથી કરિયેરે; મન૦ ૧
ભીનાં વસ્ત્રે ભજન કરિયે, આવર નહીં ઉચરિયેરે; મન૦ ૨
મૌનવ્રત કાંતો મોઢે લઈયે, શત્રુ ક્રોધ સંહરિયેરે; મન૦ ૩
અચળ અડગને ક્રોધ ચલાવે, ડુબાવશે જઈ દરિયેરે, મન૦ ૪
મનમોહન કદિ ક્રોધ ન કરિયે, આવે જશ આખરિયેરે, મન૦ ૫

**કરણ**—(જરા શુદ્ધિમાં આવેછે એટલે આંખ્યો ચોળી બેઠો થઇ આડું અવળું જોઇ સહખર્ડ઼ એકદમ ઉભો થઇ જાયછે.) અહોહોહો! આ શું! અહો માતુશ્રી (મા સામો હાથ કરીને) આ શું પુત્ર ઉપરની પ્રીતિ! (સભાસદો તરફ હાથ કરીને) આહાહા! એકદમ માતુશ્રીને મુર્છા આવી ગઇ છે. હવે વળી તો વળી નહિ તો બસ. એક કરતાં બીજી. અહો! શુકશાસ્ત્રી! વળી આ મુર્છા ન વળી તો સ્ત્રી હત્યા અને માતૃ હત્યા બંને હત્યા સાથે—તેનું શું પ્રાશ્ચિત કરવું?

**મુંજાળ**—અહો રાજેંદ્ર—હું રસ્તો બતાવું તે જો કરો તો તે બ્રાહ્મણોથી પણ ના કહેવાશે નહીં. અને જીવ પણ બંને ઉગરશે. વળી માતુશ્રી પણ તરતજ બેઠાં થશે.

**શુકશાસ્ત્રી**—(ઓચીંતો વચમાંથી આવીને મુંજાળનો ખભો ઝાલીને) હે! હો શું મારા ભાઇ તમારે વે રાજાની મશ્કરી મુલક આખામાં કરાવવી છે કે શું? હવે તો બનવાકાળ હોય તે બને પણ એ વાતજ થાય કેમ?

**સામતુ**—(શુકશાસ્ત્રીને તેનુ કાંડુ ઝાલી પોતા તરફ ખેંચીને) અરે શુકશાસ્ત્રી! મુંજાળજીને બોલવા તો દો જોઇએ શું કહેછે?

**રામપંડિત**—(મનમાં તો એમ કે રાંડના પ્રાશ્ચિત કરવું અળસાવી

નાંખશે તો દાન વગેરે મળવાનું તે મળશે નહીં—તેથી) અરે શુકશાસ્ત્રી! હવે પ્રાશ્ચિત કરવું તો બંધ રહે નહીં પણ જોઇઓ મુન્જાલજી શું કહેછે?

**મુંજાલ**—અરે ભટો! તમે પોતાના સ્વાર્થ સારૂ શીદ આ બે જીવની હત્યા લેવા ઉભા થયાછો ને ત્રીજો જીવ મીણલ્લદેવી તે પણ તમારા પાપમાં જશે. એ પણ કાંઇ બચશે એમ લાગતું નથી.

**શુકશાસ્ત્રી**—લ્યો કહો ભાઇ કહો—શું કહોછો?

**મુંજાલ**—હું એમ કહુંછું કે હવે આ પ્રાશ્ચિતતો થઇ ગયું—કેમકે ધખધખતા પાટ ઊપર બેશીને દેહ દમન કરવું એજ એનું તાત્પર્ય હતું તે ઠેકાણે મહારાજા કરણને અને માતુશ્રીને બંનેને મુર્છા આવી એ મુર્છા મહારાજા સાહેબને દૈવયોગે વળી તો તે પણ ફરી અવતાર લેવા જેવું થયું અર્થાત પ્રાશ્ચિત પુરૂં થયું.

**શુકશાસ્ત્રી**—હં! એમતે પ્રાશ્ચિત પુરાં થતાં હશે!

**કરણ**—ના, ના, મુંજાલજી એમતો થાય નહીં.

**મુંજાલ**—ત્યારે બીજું એક બાકી રહેલું આયુષ્ય મહારાજે ભિક્ષા માગી પુરૂ કરવું એ તમે બ્રાહ્મણોએજ બતાવ્યું છે.

**રામપંડિત**—(રાજ્ય છોડી જવાનું હોવાથી દાન દક્ષિણા મળવાની તે મળશે એવી લાલચથી) હા! હા! શુકશાસ્ત્રી! એ મુંજાલજીએ ઠીક કહ્યું. એજ પ્રાશ્ચિત કરાવો.

**શુકશાસ્ત્રી**—યથાર્થ. એની કોણ ના કહે છે—શાસ્ત્રમાં પણ કહ્યુંછે.

**કરણ**—જુઓ શુકશાસ્ત્રી! પછી ગપ મારતા ન હો.

**શુકશાસ્ત્રી**—અહો રાજેંદ્ર! એમ આ બ્રહ્મ સમાજમાં ગપ મરાય ખરૂં? મારી એંશી વરસે મશ્કરી ના થાય?

**રામપંડિત**—ના રાજેંદ્ર! ગપ નથી. શુકશાસ્ત્રીજીનું કહેવુ યથાસ્થિત શાસ્ત્રાનુંસારે છે.

**કરણ**—ઠીક ત્યારે.—

**મુંજાલ**—(માતુશ્રીના કાનમાં બુમ પાડીને) અહો માતુશ્રી! મહારાજા માથેથી વિઘ્ન ઉતરયું.

**ઉદયામતિ**—(જરા પાસું બદલાવી શુદ્ધિ આવી હોય તેમ કરીને) ઓહો! બેટા કરણ (કહી આજુબાજુએ જુવેછે).

**કરણ**—(માતુશ્રીના સામો જઈને) પ્રણામ માતુશ્રી! પ્રણામ!

**ઉદયામતિ**—બેટા તારૂં વિઘ્ન દુર થઇ ગયું!

**કરણ**—હા. માતુશ્રી! આપના પ્રતાપે.

**દાશી**—(નહાની ઉમરની હોવાથી) પણ માતુશ્રી! એમાં કાંઇ નહી. મહારાજા જોગી થઇ ચાલ્યા જશે.

**ઉદયામતિ**—ઓહો! પરમાત્મા! (કહી ચીશ પાડી ફરી મુછાંગત થઇ જાયછે.)

**કરણ**—(મુંજાલના સામું જોઇને) હં હં મુંજાલજી! માતુશ્રીને ફરી મુર્છા આવી. હવેતો હું જાઉ તે પછીજ વાત.—માતુશ્રીને મુછાંવળે તેમ કરજો.

**દ્વારપાળ**—(ઓચીંતો) રાજાધિરાજ—નમુજાલ્લા નટી બહાર ઉભીછે તે કહેછે કે માહારાજને મારે છેલ્લો મજરો કરવો છે.

**કરણ**—અરે ના કહો. આ બધાં ગીત એનાંજ ગવાય છે.

**મુંજાલ**—(દ્વારપાળને) ના. ના. (કરણને) મહારાજા આ ખબર સાંભળી એ આવેલી હશે. એક ઘડીની પણ મુલાકાત. ના કહેશો તો તે નિરાશ થઈ ચાલ્લી જશે ને તેનું પાપ તમને લાગશે.

માટે ઘડીભર એને અંદર આવવાની રજા આપવી જોઇએ.

**કરણ**—(દ્વારપાળને) ભલેં આવવા ધો.

(દ્વારપાળ જાય છે ને નટી આવે છે)

**નમુંજાલા**—મહારાજાધિરાજ! ઘણી ખમા!

**કરણ**—(આડું જુએ છે)

**કાફી.**

**નમુંજાલા**—"હારી પ્રીતમ વહેલા આવજો રાતે"

પાટણ કેરા પુરપતિ, શાને ચડાવે આળ. ટેક.

રૂડા રાણા રાજવીઓને, જાચતાં દેશ વિદેશ;

નટ મુંકાવ્યો તેં નરપતિરે, ન કરયું જે કોય નરેશ; પાટણ૦ ૧

(પોતે ફરી સામી જાયછે એટલે રાજા ફરી અવળે મોઢે ઉભો રહે છે. એટલે સામી જઇને)

**નમુંજાલા**—એક પલકને કારણેરે, તારૂં ગુમાવ્યું તેં સુખ;

મારે અબળાને ક્યાં જાવું, અવળું કરી ઉભો મુખ; પાટણ૦ ૨

(પાછી પોતે સામી જાયછે એટલે રાજા અવળે મોડે ઉભો રહેછે.)

**નમુંજાલા**—ભગવાં કરો જો ભૂપતીરે, ભેખ ધરી આવું સાથ;

મારી પધારો મહિપતી, ગુણી ગુજરીના નાથ; પાટણ. ૩

**કરણ**—(એકદમ તરવાર કાઢીને) અરે! કોણ છે આ કમબખત.

**નમુંજાલા**— **કેરબો.**

પિયા ક્યા જાને મેં કોંનહુરે;

કોન હુંરે મેં કોન હુંરે, પિયા.

પિછાન લેના પટ્ટન ભૂપતી;

આપકી મેં મ્હોરદાર હુંરે; પિયા. ટેક.

**કરણ**—(મોટેથી) અરે એ કોન બકબક કરતી હે!

**નમુંજાલા**—મેંને કીયાથા મહિપતિ, નહિ લેના હમેરા નામ;
નટ સબહી ફટફટ કરે, છોરા દિયા હમેરા ગામ;પિયા.૧
કરણ—કયા રંડી જાનતી હે ! હમકું મોહમેં ફસા દિયા ઓર અબ બડા ઢુંગ લગાકે બેઠી હે.
**નમુંજાલા**—રાવ રાના સબ જાનતા હે, મેરા તેરા ધરવાસ;
ઓરન માંગા દેત અબ, મ્હોરદાર મેં તેરી ખાસ,પિયા૦
કરણ—દેખો ! હમેરી મ્હોરદાર બનકે આઈ. પિયા પિયા. કયા પાની પિયા. મે હું હીંદુ શુરવીર ઓર એ હે મુસલમાન.
**નમુંજાલા**—જાદુગારી જાનકે કિય, બંધ સબહી સંસ્થાન;
દુત ફરે રાની લોકકે નહિ કરને દેવે જલપાન; પિયા૦૩
કરણ—ઉસમેં હમ કયા કરે?
**નમુંજાલા**—રાજ સમાલો રાયજી મેં, જાતીહું અપને દેશ;
જોગી હોકે ચલે જાઓગે તબ, મેં હોઉ જોગન બેસ. પિયા૦ ૪
કરણ—અરે નટડી અબીબી સાથ આનેકા બોલતી હે? (એમ કહી તરવારથી મારવા દોડે છે ને નમુંજાલા આઘી જતી રહેછે.)
**નમુંજાલા**—પાપ લગેગી આપકો મેં, હું અબળાકી જાત;
કાટો અસીસેં રાયજી મેં, હૃદય હોગી રલિયાત; પિયા૦
(એમ કહી કોટમાં હાથ નાંખી વળગી પડેછે ને કરણરાજા તેને છુટી કરવા તથા તરવારથી મારવા જાયછે એટલે મ્હોર આગળ ધરીને)

**ગજલ ઇંદ્રસભાની ઢબની.**

વારૂ મારા રાયજી આ મ્હોર લ્યો હશી;
જાઉછું સ્વદેશ હું હવે હશી ખુશી;
આપને ઘટયું તે કરયું છો મુખતિયાર;
હુંતો અબળા જાતછું, તમો કને લાચાર;

કરણ—(હાથમાં મહોર લઈ મસાલ આગળ જોઇને) હવે રાંડ કફ઼ી પાંસરીદોર થઇ. હવે કેહેછે કે જાઉંછું ને આ મહોર લ્યો. અહો મુંજાલ! ભગવી કફ્ની લાઓ.

નમુંજાલા—મહારાજ! હવે આપને જવાની તઇયારી છે. તે વચ્ચમાં એક વચન માગુંછું તે એકે કૃપા કરી મારાં એકાદ બે ગાયન સાંભળોઃ.

મુંજાલ—(કરણને) મહારાજાધિરાજ! એ માગણી કાંઇ મોટી નથી માટે છેવટનો વખત સ્વીકારવો જોઇએ.

કરણ—વારૂ! તરત પુરાં કરવાં ભલામણ ધો.

નમુંજાલા—     ખભાત

ડોલેરે જોબન મદમાતી ગુજરીયાં—એ રાગ.
સતિયાંનું સત્ય પ્રભુ પણ પરાણે રાખેરે;
કેમે કર્યું જાય નહીં કરે વાતો લાખોરે–સતિયા–ટેક.
દ્રૂપદિનું સત્ય ભરી સભા મધ્યે રાખ્યુંરે;
વાણી વધા વ્યાસ ભલું ભાગવતે ભાખ્યુંરે. સતિયા ૧
સગાળશા શેઠ અને હરિચંદ્ર રાયરે,
તારામતિ, દમયંતી, સત્યવાદી માંયરે. સતિયા ૨
સત્યવાદી કરણ રાજા, નમુંજાલા નટીરે;
ભાવે ભગવત ઇછાએ; મળિયે બે ભેડીરે; સતિયા. ૩

(એમ કહી વળી કરણરાજાને ભેટી મળવા જાયછે એટલે

કરણ—પાછે પગલે આઘો જઇ ઉભો રહેછે ત્યાં નમુજાલા કોટમાં હાથ નાંખેછે તેથી મહારાજા કરણ ઉઘાડી તરવારે નમુજાલાનું ગળું ઝાલી બુમો પાડતો ધ્રધડાવી આગળ કરીને) અરે અભાગણી! હજી તને સાન નથી એમ કહી તેના કાંધ ઉપર ઢીચણ રાખી કફ્ની પહેરવા જાયછે ત્યાં ક્રોધમાં કફ્ની પડી

જાયછે તે લઇને નમુંજાલા સટકરી મોંપર જામો નાંખી દાશીની પાછળ બેશી જાયછે અને દાશી પોતાના પડખામાંથી ઓચીંતો મહા તેજસ્વી કુમાર બાહાર કાઢી માહારાજા કરણુના પગમાં રમતો મુકી દે છે તે જોઇ મહારાજા કરણુ સ્તબ્ધ બની જાયછે અને સર્વ પાત્રો તથા જોનારા વિસ્મયતાને પામેછે.

(મીલણુદેવી અને દાશી ગાયછે)

" પ્રભુ મ્હેર કર હમ ઉપર" એ રાગ.

અરે માહારાજાધિરાજા શોળંકીમણી;
માફીની ઉમેદ છે આ અરજી શુણી. અરે ટેક.
નથી નથી નમુંજાલા આપની દાશી,
કેશીની કુમારી છું હું દક્ષિણુ વાશી. અરે૦ ૧
મારા સ્વારથને માટે નટડી થઇ,
સેવામાં નટડી રૂપે હાજર રહી; અરે૦ ૨
લીધેલી મ્હોર મેં પાછી આપને આપી,
પ્રપંચ પિયુ પાસે રમી હું થઇ પાપી. અરે૦ ૩
આપ તણો સુકુમાર સિધરાજ આ છે,
માતુશ્રી પ્રતાપે થયું સિધકાજ આ છે. અરે૦ ૪
ધર્મ નથી ગયો ધરાધીશ મનધારો,
પ્રાશ્ચિતની વાત પડી મુકો વિચારો. અરે૦ ૫
પુછો જો આ મુંજાલ છે માહરો પિતા,
વંશ વૃધ્ધિ આપની થવા એને ચિંતા. અરે૦ ૬
પ્રપંચનો પ્રકાર જો નિધામાં લેશો,
દયા આણી માફી બક્ષી શાબાશી દેશો. અરે૦ ૭

**કરણુ**—(દિગ્મુઢ થઇને) અહો મુંજાલ !

**મુંજાલ**—આજ્ઞા મહારાજ (કહી માફી માગેછે.)

**કરણુ**—સ્ત્રીઓનાં ચરિત્રની વાતો અગાધ છે.

**મુંજાલ**—ના માહારાજ એમ નથી ખરી વાત છે. માતુશ્રીના કાનમાં સિધરાજ આવ્યાનો ભણકાર જશે તો તેમને મુર્છા વળવા તેમાં વખત લાગશે નહીં.

**કરણ**—(સિધરાજને તેડી થોડીવાર મશાલે તેનું મોં જોયા કરી ચુબન કરીને) અહો મુંજાલ્ર માતુશ્રીને ખબર આપો ને કુમારને લ્યો.

**મુંજાલ**—અહો માતુશ્રી (મોટેથી માતુશ્રીના કાનમાં બુમ પાડીને) માહારાજ કુમાર સીધરાજ દેવ પધાર્યા.

**ઉદયામતિ**--(ઓચીંતી બેઠી થઈને) અહો આવો મારા બેટા! સીધરાજદેવ. તારા ઉપરથી મરી જાઉ મારા વાહાલા (એમ કહી સીધરાજના દુખડાં લઇ પોતે તેડી લઇને) મારી વાધ તી વેલ મીલણ ક્યાં છે.

**મુંજાલ**—અહો માતુશ્રી આ નટડીના રૂપમાં બિરાજે છે તે.

**ઉદયામતિ**—લ્યો બેટા કરણ! આ તમારો કુમાર અને ગુજરાતનો સોલં કી કુલનો મણી (કહી શીધરાજને કરણ પાસે ખુરશીપર બેસારીને)

**ઉદયામતિ—મારૂં દિલ લાગ્યું પઠાણશું. એ રાગ.**

વા! વા! મીલણ મારી ડાહી તું. ટેક.

તારાં કૃષ્ટો વહુ તું ખમે, બીજી કોણ એવી થાય; (૨)
કુળ શોભાવ્યું તેં કેશિનું, સાતયો લાગે તને પાય; (૨) વા! વા!
કરણ ચુકયો મારો કારમો, નટડીમાં કીધો નેહ; (૨)
નટડી બની નૃપ કુંવરીની, ધર્મ રાખ્યો જતો એહ; (૨) વા! વા!
તુજ દુખ દેખી મારૂં કાળજું, બેટા ગયું છેક પાઇ; (૨)
શાંતી વળી આ સિધરાજથી, હર્ષ જાયછે ઉભરાઇ; (૨) વા! વા!
જાતું વહુઅર રાખ્યું રાજ તેં, મારી વાધતી તું વેલ; (૨)
અખંડ સોહાગણ તું હજે, ખાસો ભજવ્યો તેં ખેલ; (૨) વા! વા!
ઉતારો વહુજી પોશાગ આ, ચારૂ પહેરો રૂડાં ચીર; (૨)
સિધરાજ માણો સહઆયુ, શાણો હજો શુરવીર; (૨) વા! વા!

દાહરો.

યાદ કરો દિન આગલા, પણ જો ધૈર્ય ધરાય;
જીવતો ભદ્રા પામશે, ખાત્રી આથી થાય. ૧

(એમ કહી પોતે સિધરાજદેવને ખોળામાં લઇ ખુરશી ઉપર બિરાજમાન થાયછે ને દાશી ઉભી થઇ મીણલદેવીના આડો પડદો ધરેછે એટલે તે ઉઠી ચીર વગેરે રાણીનો પોશાગ પહેરી નટડીનો પોષાગ દાશીને આપેછે. દાશી તે લઇ સભા વિચે રાખેછે તે જોઇને)

કરણ— દાહરો.

દુષ્ટ વિકારી કામ છે, એમાં નહિ સંદેહ;
ખાસા ક્ષત્રી પુત્રનો, ગયો નટડિમાં નેહ.

(સભામાં અમાર ઉમરાવને સાકર વહેચાય છે. સરદાગેને પોષાગ અપાયછે, ભાટ ચારણો કાવ્ય કળાથી સભાનાં મનરંજન કરેછે, તેમને શિરપાવો થાયછે અને નોબત વગેરેથી દરબાર ગાજી રહેવા બાદ મીણલદેવી સહીત સર્વ પાત્રો ક્રમે કરી ઉભા રહી ગાયછે)

સલામ.

સલામરે સલામ શાણા સાહેબો સલામ,
સલામતીની સલામ. ટેક.
લ્યોજી પાન ને સોપારી, ખુશબો અત્તરની સારી;
ફુલ ગોટા સુગંધદારી, આ છે આપનો મુકામ. સલામ૦ ૧
અહીં પધારશો જ્યારે. કરશું આવી મોજો ત્યારે;
બક્ષકે આથી ભારે ભારે, નવ ખંડે હોશે નામ. સલામ૦ ૨
મને પ્રભુએ દીધી મત્ય, દીધો જન્મ કવિ દલપત;
સેવક લહે ન ગતાગત, મારૂં મોહન છે નામ. સલામ૦ ૩
જેવો કરણ ભૂપતી, શીયળવંત મહામતી;
એવા છે કચ્છાધિપતી, કવિ લોકોનો વિશ્રામ. સલામ૦ ૪
રૂડા કચ્છ રાજધિરાજ, ખેંગારજી મહારાજ;
એનો કિંકર કવિમાંજ, સ્નેહે કરૂંછું સલાગ; સલામ૦ ૪

(પડદો પડયો.)

# शुद्धि पत्रक.



| પાનું. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૨ | શીરમીંદગી | શરમીંદગી |
| ૧૦ | ૧૧ | ચરણાવ્યું | ચણાવ્યુ |
| ૧૧ | ૫ | સિળપ્રરથ | મેવાડ |
| ૧૩ | ૧૬ | વિશેસ માઇ | વિશે સમાઈ |
| ૨૦ | ૨૧ | નાલે | ના લે |
| ૨૫ | ૧૩ | સેલકી | સોલંકી |
| ૩૨ | ૨૦ | એલાવણીમાં રાણી— | પ્રથમ લખવું જોઇએ. |
| ૩૭ | ૮ | પણી | પાણી |
| ૪૦ | ૬ | ધા | ધા |
| ૪૩ | ૧૧ | વદન | વંદન |
| ૫૭ | ૧૯ | રૂબાહો | રૂંબાટો |
| ૫૮ | ૭ | મણીંહીત | મણી રહીત |
| ૫૯ | ૭ | ભર | બાર |
| ૬૧ | ૨ | મદેર | મ દેર |
| ૬૫ | ૮ | પ્રાશાંન | પ્રાશન |
| ૬૫ | ૧૩ | ડીયા | કડીયા |
| ૭૦ | ૧૭ | સાહેલીમાં રમતાં | સાહેલીમાં રમત રમતાં |
| ૭૦ | ૨૨ | નરવર | નરવરે |

| | | | |
|---|---|---|---|
| ૭૪ | ૭ | ચંહાપુર | ચંદ્રાપુર |
| ૭૫ | ૧૬ | શીરી | શી |
| ૮૫ | ૧૪ | આલો | ચાલો |
| ૯૨ | ૧૪ | આણુકી | પાલખી |
| ૧૧૨ | ૧૮ | ઢરવરે | ઢળવજે |
| ૧૩૧ | ૪ | પ્ર | પ્રે |
| ૧૫૭ | [illegible] | દપતી | દંપતી |
| ૧૫૮ | ૮ | ભીભીજી | ભાભીજી |
| ૧૬૧ | ૧૨ | ધયણો | ધમણો |
| ૧૬૪ | ૫ | અતાદ્રવ્ય | તાદ્રવ્ય |
| ૧૬૫ | ૧૨ | પુરવાનો | પુરવાને |
| ૧૭૫ | ૨૦ | છેક પાઇ | છે કપાઇ |

શિવાય અજણુ કે અનુંસ્વાર વગેરેની ચુક હોય તે વાંચનાર સુધારી લેશે એવી ઉમેદ છે. તા. સદર.



# મોટા બાવની.

## દોહરા.

મોહન મોટા આશ્રયે, છોટા મોટા થાય;
કંકર નર્મદ સરિતના, શંકર થઇ પૂજાય. ૧
મોટાનાં સંતાન પણ, મોહન ભાગ્ય વિભિન્ન;
નાભિ પેટ રંભા ભરે, વિષ્નું રમા આધીન. ૨
મોટા સરખા ના મળે, મનમોહન મહિમાંય;
રાસ રમ્યા શ્રીકૃષ્ણજી, રામ શિયળ ચિત્ત ચ્હાય. ૩
ગુરૂ કૃત મોટાતણું, પણ મોહન વખણાય.
લીલા ક્રીડા કૃષ્ણની, જોતાં મુક્તિ મનાય. ૪
મોહન છોટા જાય મરિ, લઈ મોટાના વાદ;
સિંહ શિર પટકી મરે, સુણી મેઘનો સાદ. ૫
ગુંથ્યો ગભરૂ કર દડો, જો મનમોહન જેમ;
મોહ જાળ મોટાનિથી, ત્રિભુવન બાંધ્યા તેમ. ૬
મમતા છોટા મનુંષ્યની, મોટા ગણે ન મંન;
ચકોર ચાહ દિલ ચંદ્ર તે, ધરે ન મનમોહન. ૭
છોટા મોટાથી ઘણા, વીંટી વળે અનેક;
વીંટયો જો વડવાઇથી, મનમોહન વડ એક. ૮
મોટાના મનભાવ પણ, સરખા ન્હોય હમેશ;
શિર ગંગા મોહન છતાં, ભોળા ભિક્ષિ મહેશ. ૯
મોહન મોટા જો રિઝે, તોપણ ખપે અદૃષ્ટ;

જુઓ વિભીષણનું અને, અંજનિસુત અદષ્ટ. ૧૦
મોટેમોટા જ્યાં લડે, છોટા ત્યાં ખુંદાય;
મોહન મહિપતિયો લડે, લશ્કર માર્યાં જાય. ૧૧
મોહન મોટા ખેલતાં, ઝીણા માર્યા જાય;
દશરથ મૃગિયા ખેલતાં, મુઓ શ્રવણ મુનિરાય. ૧૨
મોહન મહિ લ્યો કહિ કહી, મહિયારી મરિ જાય;
મોટા ઘરની છાશ તે, પોટલિયે વેચાય. ૧૩
ઝીણા કદિ જીતે નહીં, કરિ ચોવટ મોટાંનિ;
અંગદ વિષ્ટી વ્યર્થ ગઈ, મનમોહન મનમાનિ. ૧૪
મોહન ન્હાની ના કરે, મોટા કરતાં ભૂલ;
બેરિંગબાબ+ની ભૂલનું, લાખ રૂપૈયા મૂલ. ૧૫
વિસ્તારે નામે વયે, છે મોટાં નરનાર;
મોહન મોટા જેવલા, દયા ક્ષમા દાતાર. ૧૬
દુષ્કૃત શુભ સંજ્ઞા ધરે, મોટા કર મોહંન;
બલવો બલવાખોરનો, એજ સ્વારી રાજંન. ૧૭
મોટાતણા પ્રકાશમાં, ઝીણા નહીં જણાય;
ઇંદુના આભાસમાં, તારા ક્યાં વરતાય. ૧૮
કદી આળ કરિયે નહીં, મોટાંની મોહંન;
હરિ ટાળે તો હેતુપણ, નહિતો કોટિ વિધંન. ૧૯
મોહન યુધ મોટાં થકી, કદી ન આદરો કોઈ;
પ્રાણ ગયો પત, પણિ ગઇ, લંક દશાનન ખોઈ. ૨૦
મોહન સ્પર્શ વડાંતણો, કરે દુઃખી કાં ન્યાલ:

+ મી૰ બેરીંગ કલકત્તાના વડા હિસાબીની.

ઉધાર અહલ્યાનો થયો, બળિ પેઠો પાતાળ. ૨૧
મોટાંકેરી મ્હેરનું, પેખ્યું કયું પ્રમાણ;
કલ્પવૃક્ષની છાંયડી, કેરૂં કશું પ્રમાણ. ૨૨
મોહન મોટાના થઇ, ઝીણા વડા ન થાય;
એ મોટાથી વડ અધિક, વડવાઇ વડ થાય. ૨૩
મોહન હદ મુકે નહીં, જો મુકે મોટાય;
ન તજે નિધિ હદ જો તજે, પૃથ્વિ પ્રલે થાય. ૨૪
મોહન મોટાઓતણું, ઝીણા ખાજ જરૂર;
મુષિક ભક્ષ ભોરીંગનું, ભોરીંગ ભક્ષ મયૂર. ૨૫
મોહન મોટાંની નજર, કરે કાંઇનું કાંઇ;
દિનકર દ્રષ્ટિ શશિ સમિપ, શુકલપક્ષ કહેવાઇ. ૨૬
મોટા વાસ્યું ના કરે, સે મનમોહન જોઇ;
કાને ઝાલ્યા હાથિયા, રજ્ઞા શુણ્યા નહિ કોઇ. ૨૭
જે મોટા મોહન કરે, નેટ એજ ગણ ન્યાય;
માણસ મારે કેશરી, ખુદરતિ નિયમ ગણાય. ૨૮
મુગે મોઢે જોઇયે, કરે વડા જે કાર્ય;
નહિં બોલ્યામાં ગુણ નવ, મનમોહન સંભાર. ૨૯
મોટાને સમજાવતાં, લાભ મળે નહિં લેશ;
મનમોહન નથિ મેં શુણ્યો, સિંહ સમિપ ઉપદેશ. ૩૦
ભેદ ભર્યાં ભાષણ ભલાં, મોટાનાં મોહન;
ભેદ ભર્યા દંતૂ ભલા, દેખો કરી વદન. ૩૧
મોહન પેટ વડાતણું, કળતાં નહીં કળાય;
તાગ નિધિના પેટનો, કદી ન આવ્યો ક્યાંય ૩૨

મોહન વાત વડાંતણી, વિશ્વે એજ વિનાશ;
રાજ્ય વિરૂધની વારતા, ગુન્હો ગણાય ખાસ. ૩૩
મન બદલે મોટાં તણું, કંચનતણી કુટેવ;
મોહન કર ભંડાર પણ, માગે ભીખ મહાદેવ. ૩૪
સમજ્યાવિણ કદી ના કરે, મનમોહન મોટાય;
આલેખ્યું થાવા અવલ, સીતા યુધ લંકાય. ૩૫
મોહન મુખ બોલે નહીં, જાણે વડા જરૂર;
ભાખ્યો ન કહે ભકત પ્રભુ, ન કહે પાપી ! દુર ! ૩૬
રસ્તા મોટા લોકના, ન્યારા છે મોહન;
વિલોક વાટ વિમાનની, ઘણુંણુ જાય ગગંન. ૩૭
મોટા ખોટું ના કહે, કુડો પડે કહેનાર;
મોહન દીવસની કહી, રાત્રી રાજકુમાર. ૩૮
ખોટાતણું ખરૂં કરે, જો મોટા મન ચ્હાય;
અગાંશની કરિ પૂર્ણિમા, મોહન પાટણમાંય. ૩૯
મોહન મોટાંને નહીં, દોષ કશો અડનાર;
સૂર્ય ચંદ્રને સ્પર્શથી, નથિ સૂતક નડનાર. ૪૦
એનું નહિ ઉપહાસ્ય જે, રૂચે વડાંને રાહ;
મોહન ખંડેરાવ કિધ, પારેવાં વિવાહ. ૪૧
હાસ્ય રૂપનું હારદે, મોટાંનું મોટું જ;
મોહન પારેવાંતણું, હારદ ગુહ્ય હતું જ. ૪૨
કરિયે મોટા જે કહે, થાય ન કરે વડાય;
મોહન ગીતા માનિયે, ગિરિવર કર ન ધરાય. ૪૩
ચાળે ચડે વડાંતણે, મોહન ઘોદા ખાય;

પતંગને ચાળે ચડયો, કયારેક દોર કપાય. ૪૪
મોહન કહિયે કાયદા, વડાતણા મન ભાવ;
બાપ ગુન્હામાં કેદ ત્યાં, બેટો કેદ વટાવ. ૪૫
ન્હાના કેરી રીશ શી, મોટા પર મોહન;
ઘુઅડ આંખ મીચી ફરે, માર્તંડને નહિ મન. ૪૬
સૂક્ષ્મ ન દેખે જન વડા, અડિને વરતા હોય;
મોહન હસ્તિ ના જુએ, તનપર કીડી તોય. ૪૭
મોહન મોટાંનો વર્ણ્યુ, મહિ મંડળ મહિમાય;
ઓઢિ શેડ તન સાંકળી, મહિમાં ખરિ મનાય. ૪૮
મોટાની પાછળ જુઓ, છોટા સુખી સદાય;
પિયે વળુખા શેલડી, મોહન એરંડાય. ૪૯
કો વહેલા મોડા ફળે, ન ફળે મોટા કોય;
મોહન આંબા રાણમાં, કાનકુમાર પણ હોય. ૫૦
ખામી એ ખુદરતતણી, મનમોહન તું માન;
જોરાવર જિમ ગરિબની, ને મોટાના કાન. ૫૧
છોટા કરિ શું ગુણુ કરે, વડા શું જાણે ગુણ;
મોહન કિયા હિસાબમાં, મ્હાસાગરમાં લુણ. ૫૨

☞ આવા સાતસો દોહરા કરવા મારો વિચાર છે પણ તે જો ઉપરના દોહરા કોઇ દાના ગ્રહસ્થને પસંદ આવે ને અવલ મદદ આપવાની ઇચ્છા જણાવે તો તે પર મુલતવી રાખ્યું' છે. તા. સદર.

મોહનલાલ.

સમાપ્ત.